# શ્રી મુકિત લાવણ્ય પ્રાચીન સ્તવનાવલીની

# અનુક્રમણિકા.

-:સ્તવનો:-



—: સ્તુતિ :—

સ્વર્ગસ્થ વયોવૃદ્ધ સાધ્વીજી શ્રી જેકોરશ્રીજી

મહારાજ સાહેબ

જન્મ સં ૧૯૦૯ - રાધનપુર



દીક્ષા સં. ૧૯૩૧ ના ફાગણ વદી ૧ — રાધનપુર.

સ્વર્ગવાસ સં ૧૯૮૯ વૈશાખ વદી ૧૨—રાજનગર

॥ ॐ श्री संखेश्वर पार्श्वनाथाय नमः ॥

# વિદુષી સાધ્વીજી લાવણ્યશ્રીજી મહારાજનો ટુંક જીવન પરિચય.

लावण्णसिरिं गुरुवीं नमिऊण,
सुमारऊण देइं सरस्सइं ।
मणोरंजण चरियजंम्पिरसं,
नामेण हि रंजनसिरी आह ॥१॥

ભાવાર્થ—પરમ પૂજ્ય પરમોપકારી પ્રાતઃસ્મરણીય શ્રી લાવણ્યશ્રીજી નામના ગુરૂણીજીને નમસ્કાર કરીને (પીંડવાડા-સ્થિતા) સરસ્વતી દેવીનું સ્મરણ કરીને મનને આનંદદાયક એવા ચુકત ગુરૂણીજી મહારાજશ્રીની જીવનચર્યા ને અલ્પબુદ્ધિ વાળી એવી હું (રંજનશ્રી) આનંદપૂર્વક કહીશ. તેમના ચરિત્ર કથનથી પ્રાકૃતજનોને લાભનું કારણ થાય, એમ જાણીનેજ આ પ્રયાસ શરૂ કરેલો, કારણ કે, કિટીકા પણ ભ્રમરનું ધ્યાન કરતાંજ ભમરી રૂપ થાય છે તે પ્રમાણે સજ્જનોના ગુણોનું કીર્તન પણ આત્મગુણના ઉત્કર્ષ માટે થાય છે. ગુરૂણીજી મહારાજશ્રી લાવણ્યશ્રીજી પણ તેવાજ સજ્જનોમાં ગણવા લાયક હોઈ તેઓના જીવનમાં બનેલા ઘણા ભાવો મનન કરવા યોગ્ય છે, તેઓશ્રીનો જીવન વિલાસ પણ જરૂર જનતાને લાભદાયિ નીવડે તેવોજ છે.

ઉત્તર ગુજરાતમાં વઢીયારદેશભૂમિમાં રહેલા શંખેશ્વરજી મહાન્ તીર્થનીનજીકમાં આવેલા રાધનપુરમાં તેઓની જન્મભૂમિ છે. ચુગલીયાના સમયની ભૂમિની જેમ ઘણા સંયમી જીવોને ઉત્પન્ન કરનારી છે, ત્યાંના રહીશ, દરેક વર્ગના માણસો સ્વ-

ધર્મમાં અત્યંત ચૂસ્ત છે, તેમા પણ ખાસ કરીને જૈન કોમ જૈન દેરાસરો, જ્ઞાનશાળાઓ પાઠશાળાઓ જૈનશાળાઓ દવાખાનાઓ વિગેરે એવા ઉત્તમ સાધનો જે હાલમાં પણ તેમના દાતારીપણાને સૂચવે છે. ત્યાં રહેલા જીન ચૈત્યો વડે જાણે નગરીની શોભા એવી છે કે તેનાથી ત્યાં વસતા હરેકના હૃદયને આબાદીનો ગર્વ ઉપજાવે છે. શ્રી માલીય જ્ઞાતીમાં સંઘવી ઇચ્છાચંદ જીવણદાસ નામના સદ્‌ગૃહસ્થને ત્યાં લક્ષ્મી સ્વઆવાસવત્ ક્રીડા કરી રહી છે. પરંતુ જગતમાં સંપૂર્ણ સુખ ભાગ્યવાનને જ સાંપડે છે, તેમ આ શ્રેષ્ઠીને સંતાન સંબંધી અસંતોષ હતો. પરંતુ શેઠ ઇચ્છાચંદ ભાઇ અત્યંત ધર્મ પરાયણ હોઇ કદીએ ખેદને ધારણ કરતા નહીં, તેઓશ્રીને સ્વકુલોચિત ધર્મજ્ઞાતા ગલલબા બાઇ નામે ધર્મ પત્નિ હતાં, બન્ને દંપતીનું જીવન જેટલું નીતિમયને વ્યવહારમય હતું, તેનાથી પણ અધિક ધર્મમય હતું. તેઓને શ્રી જીનેશ્વર પ્રભુના ધર્મની આરાધના કરતાં અને અનાશક્તિ ભાવે ગૃહસ્થ જીવન વ્યતીત કરતાં અનુક્રમે ત્રણ પુત્રો અને એક પુત્રી રૂપ સંતાનની પ્રાપ્તિ થઈ, આ બાળકો ઉપર માતા પિતાના ધર્મ સંસ્કારોની ઘણીજ સારી છાપ પડી, અનુક્રમે બાલ્યવય રમણ કરતાં તેઓને યોગ્ય અભ્યાસ પણ કરાવવામાં આવ્યો. વારસામાં જ મળેલા હોય નહિ શું? તેવીજ રીતીએ તેઓમાં વિનયાદિક ગુણો વયની સાથે વૃદ્ધિ પામવા લાગ્યા, જેના ઘરમાં મુખ્ય માણસનું જેવા પ્રકારનું જીવન હોય તેવા જ પ્રકારનું કુટુંબ આદિનું જીવન પણ નીવડે છે. કારણકે ગર્ભસ્થ દશામાંથીજ બાલકોને માતાપિતાના સંસ્કારની ઓછી વધતી છાપ પડે છે. અત્રે ઇચ્છાચંદભાઇના સંતાનોને પણ ધર્મ ભાવના તેવાજ પ્રકારની વૃદ્ધિ પામવા લાગી, તેમાં

પણ આ ચરિત્રના અગ્રેસરભૂત શ્રાવિકા બેન જેકોરબેનનો જીવ તો કોઈ પુણ્યવાન્ આત્મા હોઇ ધર્મ ભાવનામાં વિશેષ પ્રકારે સચેત થયો.

પૂર્વ સુકૃતના ઉદય અને આ ભવના અભ્યાસને લઇને શ્રી જેકોરબેનનો જીવ તો બાલ્ય ભાવે જ ચારિત્રમાં રમણ કરવા લાગ્યો, પરંતુકૃત કર્મ અવશ્ય ભોગવવા જ પડે છે, ગમે તેટલા પ્રયાસ કરે છતે પણ તેમાં ફેરફાર કરવાને માટે દેવ દાનવ કે માનવ પણ સમર્થ થઈ શકતા નથી; તેવીજ રીતે શ્રી જેકોરબેનને સંયમ સાધવાનો ઘણો જ ભાવ હોવા છતાં પણ તેઓને ભોગાવલી કર્મનો ઉદય હોઈ ભાવનાથી વાસિત એવા શ્રી જેકોરબેનને ૧૩ વર્ષની બાલ્યાવસ્થામાં જ શ્રેષ્ઠીવર્ય ઇચ્છાચંદભાઈએ લગ્નગંથિમાં જોડી દીધાં, સજજનોને તો જ્યાં જાય ત્યાં સોનું સુગંધનો મેળ થાય છે, કારણકે જેઓને પોતાના સુગુણાં સંતાનરૂપ ભંડાર સોંપવા હોય તેવા માબાપો પુત્રોને આપતા પહેલાં સામા પક્ષના ઘર, કુળ, ગામ, બુદ્ધિ વૈભવ અને સ્વભાવ જોઇને જ કાર્ય કરે છે, કારણ કે જેની સાથે જેના સંયોગમાં જીવન વ્યતીત કરવાનુ હોય તેની દરેક બાબતો બન્ને પક્ષને અનુકુળ હોય તો તેઓના વ્યવહારીજીવન પણ સારી રીતે નભી શકે છે, પરંતુ તેજ ગામ વાસ્તવ્ય તેમના જ જેવા ધર્મિષ્ઠને સરલ સ્વભાવી આખડ ગોડીદાસના સુપુત્ર ઈશ્વરલાલની સાથે જેકોરબેનનું પાણીગ્રહણ કરાવેલું, દરેક સ્થળે સમદશા જોવામાં આવતી નથી કોઈવાર અણધાર્યું પણ સાંપડી શકે. તેમ આ ઇશ્વરલાલ સરલ સ્વભાવી હોઈ કેટલાક મિત્રોની સાથેના નિકટ સંબંધને લઇને ધર્મ શિથિલ થવા લાગ્યા. પરંતુ આ જેકોરબેનનો માયાળુ સ્વભાવ વચન પ્રિયતા અને વિવેકાદિ ગુણોને લઇને પોતાના

પતિદેવને દરેક રીતે અનુકુળ રહે. તેથી બન્ને દંપતિનો ગૃહસંસાર કલેશ વિના ઘણાજ પ્રેમ પૂર્વક પ્રવર્તતો. ઘરમાં તેમના સાસુ ચંપાબાઈ તથા નણંદ મણીબેન પણ તેઓને અત્યંત સ્નેહથી ચાહવા લાગ્યાં, આ પ્રમાણે અનાશક્તિ ભાવે ગૃહસ્થ જીવનમાં ધર્મ મય જીવન ગાળતાં અને પ્રસંગે દરેકને સંયમનો પ્રભાવ, ચારિત્રની ઉત્તમતા, તેના વિના જીવનનું નિરર્થકપણું દરેકને સારી રીતે સમજાવવા લાગ્યાં, પરંતુ તેઓ તો તેમાં જરાયે નહિ લેપાતાં, અલિપ્તપણે રહીને સંયમ ભાવનાને વધારે પ્રદિપ્ત કરવા લાગ્યાં, અને થયેલ લગ્ન મહોત્સવ પણ જાણે રાજીમતીને સંકેત કરવા માટે નેમનાથ પ્રભુ જેમ વરઘોડે ચડ્યા તેમ શ્રી ઈશ્વર લાલને સંકેત કરવા માટે હોય નહિ શું ? તેવા પરિણામવાળા થયા. ઘણા વખત સુધી સિંચન કરેલાં વૃક્ષો અવસરે ફલીભૂત થાય તેમ જેકોરબેનની અમૃતમય વાણીના સિંચનથી ઈશ્વરલાલભાઇ પણ અસંયમના ત્યાગ રૂપની ભાવનાવાળા થયા અવસર ઉચિત બોલનારા જેકોરબેને એક વખત સમય જોઈને નમ્રવાંણી વડે પોતાના પતિદેવની પાસે સંયમ સ્વીકારવાની માગણી કરી કલ્પવૃક્ષ જેમ માગણીનો સ્વીકાર કરે તેમ જવાબ મળી ગયો કે સુબ્રહ્મચારિણી જો તારી ભાવના અત્યંત અટલ ને અવિનાશીજ હોય તો ત્હારી સાથે હું પણ મુસાફર શાખ કાને અથડાતો અટકાવીશ. જેકોરબેન તો આનંદ અને આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં અને તરતજ મનમાં સમાધાન કરી દીધું; કારણ કે ભવિતવ્યની સાથે બળવાન છે લઘુકર્મી જીવોને તો એમજ હોય એમ વિચારતાં આનંદનાં અશ્રુ ભરાઇ ગયાં, અહો ભાગ્ય ! અહો વિધિની અલિપ્તતા, અહો ઉત્કૃષ્ટ ભાવનાના તાત્કાલિક ફલો અગ્રાન્નજ હોય છે શુભં શીઘ્રં—એમ ધારીને કાલક્ષેપ

કર્યા વિનાજ તાત્કાલિક આચાર્યવર્ય શ્રી ભદ્રસૂરીશ્વરજીને વિનવ્યા અને તેજ સમયે ડહેલાના સંઘાડાનાં પરમ પૂજ્ય પંન્યાસ પ્રવર શ્રી રત્નવિજયજી ગણિવર્યની આજ્ઞાવર્તિની વિદુષી સાધ્વી શ્રી જેકોરશ્રીજીને પોતાના દીક્ષા નિમિ-તે રાધન-પુરમાં પધારવા વિનંતી કરવામાં આવી, જેઓ અત્યંત સરલસ્વભાવી, વિનયવાન, આદિ ગુણોવાળાં હતાં. તેઓશ્રીની વાણીનો એવો પ્રભાવ હતો કે પોતાના પુનીત પગલાંથી પ્રતિપક્ષવાળા સ્થળોમાં ઘણીજ શાસનની પ્રભાવના કરતાં અને અમદાવાદ ધનાસુતારનીપોળમાં ઘણાજ ઇતર દર્શનીઓએ તેમની વાણીના પ્રાસાદને પામી જૈન ધર્મને અંગિકાર કરેલો, તેમજ ધનાસુતારનીપોળમાં તથા કપડવંજમાં સાધ્વીજીના ઉપાશ્રયો પણ તેઓશ્રીના ઉપદેશ થીજ થયેલા. [ ઘણા અભ્યાસી અનુભવિને દિર્ઘ દિક્ષીત એવી તેમની વાણીનું પાન કરેલા જેકોરબેનને પણ ત્યાંજ દિક્ષા લેવી એવી ભાવના થતાની સાથેજ ગુરૂણીજી મહારાજશ્રી જેકોરશ્રીજીને વિનંતિ કરવામાં આવી ] પોતાને એટલો લાંબો પંથ કરવાની તાત્કાલિક અનુકૂળતા નહીં હોવાથી તેઓની આગ્રહ ભરી વિનંતિને માન આપીને સાધ્વીજી મહારાજશ્રી પ્રધાનશ્રીજી મુક્તિશ્રીજી, ચતુરશ્રીજી, આદિ ઠાણાંને ત્યાં તુરતજ રવાના કર્યા, અને ત્યારબાદ સં. ૧૯૬૧ના ફાગણ સુ--૩-ના રોજ ભાઈશ્રી ઈશ્વરલાલની સાથે શ્રી જેકોરબેનને અઠ્ઠાઇ મહોત્સવ પૂર્વક ઘણીજ ધામધુમથી દિક્ષા આપવામાં આવી, તે સમયે ભાઈશ્રી ઈશ્વરલાલને પૂજ્યશ્રી ભદ્રસૂરીશ્વરજીના પ્રથમ શિષ્ય ઇંદ્રવિજયજી તરીકે નામ આપ-વામાં આવ્યું અને જેકોરબેનને પણ ગુરૂણી મહારાજશ્રી-જેકો-રશ્રીજીનાં શિષ્યા તરીકે વાસક્ષેપ કરવામાં આવ્યો, ત્યારબાદ તુરતજ તેઓ વિહાર કરીને યોગવહનાદિ ક્રિયા માટે અમ-

દાવાદ પધાર્યાં, અને યોગવહન કરાવીને ઝવેરીવાડ શેઠના ઉપાશ્રયે તેઓને વડીદીક્ષા આપવામાં આવી કારણ કે ગુરૂણીજી મહારાજશ્રી–જેકોરશ્રીજીનો ગુરૂ પરંપરાનો નિવાસ ત્યાં હતો. દીક્ષિત થયા બાદ ગુ–મ–શ્રી લાવણ્યશ્રીજીએ સારો અભ્યાસ કર્યો અને યથાશકિત તપાનુષ્ઠાન પણ સાધવા લાગ્યાં. તેઓશ્રીનો વિનય વૈયાવૃત્ય સ્વાધ્યાય આદિ અને વચનની મધુરતાને લઈને સર્વ સમુદાયમાં અત્યંત પ્રિય થઇ પડયાં અને તેમાંએ ખાસ કરીને તેમનાં દાદી ગુરૂણીજી શ્રી જેકોરશ્રીજી મળે તો તેઓ અત્યંત આનંદિ થતાં, કારણકે બીજા બધા ગુણો કરતાં વૈયાવૃત્યનો ગુણ શાસ્ત્રકારોએ અપ્રતિપાતિ કહ્યો છે, અને ગુ–મ–શ્રી લાવણ્યશ્રીજી પણ ગુર્વાદિકની સેવા બરદાસમાં હરહંમેશને માટે હાજર જ રહેતાં અને ઘણા ખરા ચાતુર્માસ, અભ્યાસ તપ આદિ તેઓશ્રીએ ગુરૂની નિશ્રામાં રહીને જ કરેલાં છે. અને શેષકાલ વિહારમાં વિચરીને ચાતુર્માસમાં ગુરૂની સેવામાં હાજર થતાં તેમ છતાં પણ તેઓશ્રી છેક દક્ષિણમાં છેક કુલપાકજી પશ્ચિમમાં પોરબંદર સુધી ને ઉત્તરમાં કચ્છ મારવાડ સુધી રાણકપુર શત્રુંજય જુનાગઢ દીવ, ઉના કાવી ગંધાર જામનગર, ભાવનગર આબુજી તાલધ્વજ તારંગાજી આદિ નાના મોટા ઘણાજ પ્રાચીન તીર્થોમાં વિચરી પ્રાણીઓને પ્રભુશાસનના અનુરાગી બનાવ્યા, તેમજ કેટલેક સ્થળે ઉપધાન આદિની ક્રિયાઓ પણ કરાવતાં તેઓશ્રીનું જ્ઞાન વિનય તપ મનનો પ્રભાવ, ઉગ્ર વિહાર, ગુરૂની સેવામાં નિમગ્નપણું તથા શાસનપ્રત્યેની અટુલ, સેવા ભાવના જોઈને સં ૧૯૮૪—વૈશાખ–સુ–૬–ના રોજ ધના સુતારની પોળ નિવાસી શેઠ સાંકળચંદ જેચંદની સુપુત્રી બેન મણીબેને વડીલ જનોની અનુકુળ પૂર્વક અઠ્ઠાઈ મહો-

ત્સવાદિક પ્રભાવના કરતાં ગુ-મ-શ્રી. લાવણ્યશ્રીજીની પાસે પરમ .મહોદયકારિણી ભાગવતી દિક્ષાનો સ્વીકાર કર્યો અને તેઓનું નામ સાધ્વીજી મહારાજશ્રી મનહરશ્રીજી રાખવામાં આવ્યું સાધ્વીજી મનહરશ્રીજી અત્યંત અભ્યાસી અને શાસ્ત્રકુશલ હતાં તેથી તેમના સંયમ ગુણને આકર્ષીને ધનાસુતારનીપોળ નિવાસી પાઘડીવાળા શેઠ ડાહ્યાભાઇ સોભારામનાં ધર્મપત્ની બેન રતનબેને સં. ૧૯૮૬ ના વૈશાખ સુ-૬ ના રોજ ભવ સંતતી નિવારીણી ભાગવતી દિક્ષાનો સ્વીકાર કર્યો તે સમયે પણ અઠ્ઠાઇ મહોત્સવાદિ શાસનની પ્રભાવના ઘણીજ કરવામાં આવી અને તેઓશ્રીનું નામ સાધ્વીજી રંજનશ્રીજી રાખવામાં આવ્યું. આ રીતે લગભગ પોતાને પાંત્રીસ વર્ષ દીક્ષીતથયાને થયા છતાં રાધનપુરમાં એક પણ ચાતુર્માસ કરેલું નહી હોવાથી તેઓશ્રીના ગૃહસ્થપણાના ભત્રીજા સંઘવી ભાઈશ્રી કરમચંદ હકી-ચંદના અત્યંત આગ્રહને વશ થઇ ત્યાંચાતુર્માસ કરવાનો સ્વીકાર કર્યો ગુરૂણીજી મહારાજશ્રી લાવણ્યશ્રીજીનો અપ્રતીમ પ્રેમ હોવાથી તેઓશ્રીનાં માસી ગુરૂણીજીનાં શિષ્યા મણીશ્રીજી પણ સપરિવાર તેઓની નિશ્રામાં જ વર્તતા હોવાથા પોતે પણ મણીશ્રીજી આદિ ઠાણાંને લઇને સંવત ૧૯૯૪ની સાલમાં ચાતુ-ર્માસ રાધનપુરમાં કર્યું, અને શ્રી મોતીલાલના સુપુત્રી કાન્તા-બેન તથા મશાલીયા ચીમનલાલ શીવલાલનાં પુત્રવધુ બેન ચંદનને અઠ્ઠાઈ મહોત્સવપૂર્વક ઘણી જ ધામધૂમથી દીક્ષા આપી ત્યારબાદ અમદાવાદનિવાસી શ્રીયુત્ શા.માણેકલાલનાં પોતાનાં ભાભી શશીબેનને દીક્ષા આપવાની વિનંતિ સંબંધી પત્ર આવ્યો. તેમજ આગ્રહભરી વિનંતિ કરી, તે નહિ ઠુભા-વતાં તેઓશ્રી રાજનગર પધાર્યાં અને સં. ૧૯૯૫માં જ તેમને અઠ્ઠાઈ મહોત્સવપૂર્વક દીક્ષા આપવામાં આવી અને તેમને

ગુરૂણીજી મહારાજશ્રી લાવણ્યશ્રીજીનાં શિષ્યા શુશીલાશ્રીજીનાં શિષ્યાતરીકેજાહેર કરવામાં આવ્યાં, અને તેજવખતેધનાસુતારની પોળમાં રહેતા વૈદ્યરાજ શકરચંદ પુરૂષોત્તમદાસની ધર્મપ્રેમી સુપુત્રી ચિ. બેન ચંપાને ૧૬ વર્ષની બાલ્યવયમાં ઘણા જ ઠાઠમાઠને આડંબર સહિત દીક્ષા આપવામાં આવી ત્યારબાદ આ ચારે નવદીક્ષિતને યોગવહન માટે પોતે સાધ્વીજી રંજનશ્રીજી સંયમશ્રીજી આદિ ઠાણાં ૭ સહિત રાધનપુર નજીક રહેલા કુવાલાનગરમાં પધાર્યાં. ત્યાં પણ ચાતુર્માસમાં સાધ્વીઓએ સોળ ઉપવાસ ૧૪ ઉપવાસ આદિ તપસ્યાઓ કરી, ને વડી દીક્ષા વખતે નવકારસીઓ પૂજા પ્રભાવના ઘણીજ સારી રીતે કરવામાં આવેલાં ત્યારપછી તેઓશ્રી વાવ થરાદ ભોરલ, ઢીમા, ભીલડીયા, બેનાતટનગર કે જે ઈલાયચીપુત્રની જન્મભૂમિ છે ત્યાં વિચરીને રાજનગર પધાર્યાં ત્યાં ચાતુર્માસ કરીને સિદ્ધાચલની યાત્રા કરવા સં. ૧૯૯૭ ની સાલમાં આવ્યાં અત્રે પોતાના જ સ્વહસ્તે તેઓશ્રીએ રૂષભ ટોળી મહિલામંડળની સ્થાપના પહેલાં કરેલી, તે ટોળીવાળાનો આગ્રહ હોવાથી ચાતુર્માસ રહ્યા અને ત્યાં સાધ્વીજી શ્રી સુશીલાશ્રીએ માસખમણની તપસ્યા કરી, તે નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ આદિ ઘણા જ સારા પ્રમાણમાં કરવામાં આવેલા. ત્યારબાદ ૧૯૯૮ની સાલમાં ધનાસુતારનીપોળમાંથી શ્રી ડાહ્યાભાઇ હરીલાલનો પોતાની ધર્મપત્ની બેન વીજીબેનને દીક્ષા આપવાનો પત્ર આવ્યો, તેને માન આપી તેઓશ્રી અમદાવાદ આવ્યા અને ચાતુર્માસ વિત્યાબાદ સં. ૧૯૯૯ ઘણા ઠાઠમાઠથી દીક્ષા આપી તેમને ગુરૂણીજી મહારાજશ્રી લાવણ્યશ્રીજીનાં શિષ્યા સાધ્વીજીશ્રી વિજ્ઞાનશ્રીજી નામ રાખ્યું. તેમને વડી દીક્ષા માટે જામનગરમાં ૧૯૯૯ નું ચાતુર્માસ કરવામાં આવ્યું અને ત્યાં અન્ય સાધ્વીજીને પણ

આચારાંગ, ઉત્તરાધ્યયન સુત્રાદિકના જોગ કરાવી અમદાવાદ પધાર્યા. સં. ૨૦૦૦ ની સાલમાં સાધ્વીજી ચંપકશ્રીજી આદિએ માસક્ષમણની સોલ ઉપવાસ ૯ ઉપવાસાદિ તપસ્યાઓ કરી, અને તે સંબંધી અઠ્ઠાઈ મહોત્સવ અને અઠોત્તરી સ્નાત્ર સાથે કલ્પસૂત્ર તથા જળયાત્રાના વરઘોડા સહિત મહોત્સવ કરવામાં આવ્યો અને તેજ જલયાત્રાના વરઘોડામાંજ એકી સાથે રૂ. ૨૩૦૦૦ ની ઉપજ ચઢાવા સંબંધી થએલ, વરઘોડામાં હાથી ઘોડા રથને વાજિંત્રનો ઠાઠ ઘણોજ આનંદકારક હતો. સાધ્વીજીશ્રી સુશીલાશ્રીજીના સ્વર્ગગમન સંબંધી મહોત્સવ પણ સાથે જ રાખવામાં આવ્યો હતો ને ઉપાશ્રયમાં બારસાસૂત્રના વાંચના કલ્પસૂત્રના રાત્રિજાગરણ અને શ્રીફળાદિકનાં પ્રભાવનાપૂર્વક ઘણીજ શાસન ઉન્નતિ કરવામાં આવેલી. ત્યારબાદ સાધ્વીજીશ્રી રંજનશ્રીજીની તબીયતના અંગે એક ચાતુર્માસ શાહીબાગ કેમ્પમાં કરેલ અને ત્યાર પછીના અમદાવાદના ચોમાસામાં જ ઋષભટોળી મહિલા મંડળના ઉપરા ઉપરી પત્રો વાંચી શત્રુંજય પધાર્યા અને સં ૨૦૦૩ ની સાલમાં સાધ્વીઓએ અઠ્ઠાઈ ચૌદ ઉપવાસ આદિ તપસ્યા નિમિત્તે ઘણી જ પ્રભાવના કરવામાં આવી અને ત્યાંની રૂષભટોળી મહિલાસંડળે પોતાનો વાર્ષિક મેળાવડો કરીને પોતાના ૧૨ વર્ષનો હેવાલ તથા ગુરૂણીજી મહારાજશ્રીલાવણ્યશ્રીજીના ઉપદેશનો જે પ્રભાવ, તેને દરેક સંઘ સમસ્ત કહી બતાવ્યો અને ગુરૂણીજી મહારાજશ્રી લાવણ્યશ્રીજીના સદુપદેશથી ટોળીવાળાને ઇનામ પણ આપવામાં આવેલ કારણ કે ટોળીનો હેવાલ સાંભળતાં તેમાં દાખલ થયેલી ઘણી ખરી બેનો એ સંયમ પણ સ્વીકાર કરેલ છે તેથી સંસ્થાએ તો ટોળીની નામના કરી છે તે નહી પણ દરેક જાતની તાલીમ લીધી છે અને છેવટે આત્મ-

માર્ગને પણ સાધવાનો સારો ઉદ્યમ કરેલ છે, આ રીતે ત્યાંનું ચાતુર્માસ વીત્યા બાદ ભાવનગરની વિનતિ હોવાથી તેઓશ્રી ત્યાં પધાર્યાં અને ભાવનગરમાં મહાલક્ષ્મી મીલવાળા ભોગીલાલભાઈને ઉજમણાનો પ્રસંગ હોવાથી આગ્રહપૂર્વક રોકવામાં આવ્યાં, ત્યારબાદ પોતે ઘોઘા, તળાજા વિગેરે સ્થળે વિચરીને પોતાની વૃદ્ધ અવસ્થાને તેમજ આંખોના દરદને લઇ બહુ વિહાર કરતાં અચકાય છે, આ રીતીએ દરેક જનો જે ઉપકાર કરતાં પૃથ્વીતલમાં વિહાર કરતાં વિચરી રહ્યાં છે તે સિવાય પણ બીજા ઘણાં બેનોને તેઓશ્રીએ પોતાના હસ્તથી દીક્ષિત કર્યાં છે પરંતુ તેઓ નિઃસ્વાર્થ બુદ્ધિવાળાં હોઇ કદીએ શિષ્ય નિસ્પૃહા નામનો દોષ લગાડયો નથી, આવા ઉત્તમ પુરૂષોને પરમાત્મા દીર્ઘ આયુષ્ય આપો, જેથી જનસમૂહ આવાં અનેક કાર્યો કરે એવી મહેચ્છા.

ઉત્તમ જનોના વૃતાંતો કહેવામાં અને લખવામાં મારી બુદ્ધિ હંમેશને માટે વૃદ્ધિ પામો અને ભવભયને દૂર કરનાર એવા આ ગુરૂણીજીનો આ જન્મપર્યંત સેવા હો એ જ શુભેચ્છા.

લી. સાધ્વીજી રંજનશ્રીજીની
કોટીશઃ વંદણા.



સ્વર્ગસ્થ શા. ઇશ્વરલાલ શીવલાલના સુપુત્ર
ભાઇ શાન્તિલાલનાં માતુશ્રી



મંગુબ્હેન

# શ્રી જૈન કલ્યાણક યંત્ર

## કલ્યાણકનાં નામ તથા મંત્રાક્ષર જાપ

૧. ચ્યવન—ૐ હ્રી શ્રી પરમેષ્ઠિને નમઃ
૨. જન્મ—ૐ હ્રી શ્રી અર્હતે નમઃ
૩ દીક્ષા—ૐ હ્રી શ્રી નાથાય નમઃ
૪. કેવળજ્ઞાન—ૐ હ્રી શ્રી સર્વજ્ઞાય નમ.
૫. મોક્ષ—ૐ હ્રી શ્રી પારંગતાય નમઃ

**એક જ તિથિએ કલ્યાણકો વધુ હોય તો તેનો તપ કરવાનો વિધિ.**

૧ એક કલ્યાણક હોય ત્યારે એકાસણાનો તપ કરવો
૨ બે કલ્યાણક હોય ત્યારે આયંબિલ તપ કરવો.
૩ ત્રણ કલ્યાણક હોય ત્યારે ઉપવાસ તપ કરવો
૪ ચાર કલ્યાણક હોય ત્યારે ઉપવાસને એકાસણનો તપ કરવો.
૫ પાંચ કલ્યાણક હોય ત્યારે ઉપવાસને આયંબિલનો તપ કરવો.

વિધિ-૧૨ લોગસ્સનો કાઉસ્સગ્ગ, ને ૧૨ ખમાસમણ.

દુહો-પરમ પંચ પરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન;
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણ ॥ ૧ ॥

નોટ-આ ગુજરાતી મહિના પ્રમાણે યંત્ર ગણવો.

---

## કારતક માસના સુદી તથા વદીના કલ્યાણક

| નં. | તીથીનું નામ | કલ્યાણકનું નામ |
|---|---|---|
| ૧ | કારતક સુદ ૩ | શ્રી સુવિધિનાથસર્વજ્ઞાય નમઃ |
| ૨ | કારતક સુદ ૧૨ | શ્રી અરનાથસર્વજ્ઞાય નમઃ |
| ૩ | કારતક વદ ૫ | શ્રી સુવિધિનાથ અર્હતે નમઃ |
| ૪ | કારતક વદ ૬ | શ્રી સુવિધિનાથનાથાય નમઃ |
| ૫ | કારતક વદ ૧૦ | શ્રી મહાવીરસ્વામીનાથાય નમઃ |
| ૬ | કારતક વદ ૧૧ | શ્રી પદ્મપ્રભુ પારંગતાય નમઃ |

## માગશર માસના સુદી તથા વદીના કલ્યાણક

૭ માગશર સુદ ૧૦ શ્રી અરનાથ અર્હંતે નમઃ
૮ માગશર સુદ ૧૦ શ્રી અરનાથ પારંગતાય નમઃ
૯ માગશર સુદ ૧૧ શ્રી અરનાથ નાથાય નમઃ
૧૦ માગશક સુદ ૧૧ શ્રી મલ્લિનાથ અર્હંતે નમઃ
૧૧ માગશર સુદ ૧૧ શ્રી મલ્લિનાથ નાથ ય નમઃ
૧૨ માગશર સુદ ૧૧ શ્રી મલ્લિનાથ સર્વજ્ઞાય નમઃ
૧૩ માગશર સુદ ૧૧ શ્રી નમિનાથ સર્વજ્ઞાય નમઃ
૧૪ માગશર સુદ ૧૪ શ્રી સંભવનાથ અર્હંતે નમઃ
૧૫ માગશર સુદ ૧૫ શ્રી સંભવનાથ નાથાય નમઃ
૧૬ માગશર વદ ૧૦ શ્રી પાર્શ્વનાથ અર્હંતે નમઃ
૧૭ માગશર વદ ૧૧ શ્રી પાર્શ્વનાથ નાથાય નમઃ
૧૮ માગશર વદ ૧૨ શ્રી ચંદ્રપ્રભુ અર્હંતે નમઃ
૧૯ માગશર વદ ૧૩ શ્રી ચંદ્રપ્રભુ નાથાય નમઃ
૨૦ માગશર વદ ૧૪ શ્રી શીતળનાથ સર્વજ્ઞાય નમઃ

## પોશ માસના સુદી તથા વદીના કલ્યાણક

૨૧ પોશ સુદ ૬ શ્રી વિમળનાથ સર્વજ્ઞાય નમઃ
૨૨ પોશ સુદ ૯ શ્રી શાંતિનાથ સર્વજ્ઞાય નમઃ
૨૩ પોશ સુદ ૧૧ શ્રી અજિતનાથ સર્વજ્ઞાય નમઃ
૨૪ પોશ સુદ ૧૪ શ્રી અભિનંદન સર્વજ્ઞાય નમઃ
૨૫ પોશ સુદ ૧૫ શ્રી ધર્મનાથ સર્વજ્ઞાય નમઃ
૨૬ પોશ વદ ૬ શ્રી પદ્મપ્રભુ પરમેષ્ઠિને નમઃ
૨૭ પોશ વદ ૧૨ શ્રી શીતળનાથ અર્હંતે નમઃ
૨૮ પોશ વદ ૧૨ શ્રી શીતળનાથ નાથાય નમઃ
૨૯ પોશ વદ ૧૩ શ્રી રીખવદેવ પારંગતાય નમઃ
૩૦ પોશ વદી ૦)) શ્રી શ્રેયાંસનાથ સર્વજ્ઞાય નમઃ

## મહા માસના સુદી તથા વદીના કલ્યાણક

૩૧ મહા સુદ ૨ શ્રી અભિનંદન અર્હતે નમઃ
૩૨ મહા સુદ ૨ શ્રી વાસુપૂજ્ય સર્વજ્ઞાય નમઃ
૩૩ મહા સુદ ૩ શ્રી ધર્મનાથ અર્હતે નમઃ
૩૪ મહા સુદ ૩ શ્રી વિમળનાથ અર્હતે નમઃ
૩૫ મહા સુદ ૪ શ્રી વિમળનાથ નાથાય નમઃ
૩૬ મહા સુદ ૮ શ્રી અજિતનાથ નાથાય નમઃ
૩૭ મહા સુદ ૯ શ્રી અજિતનાથ નાથાય નમઃ
૩૮ મહા સુદ ૧૨ શ્રી અભિનંદન નાથાય નમઃ
૩૯ મહા સુદ ૧૩ શ્રી ધર્મનાથ નાથાય નમઃ
૪૦ મહા વદ ૬ શ્રી સુપાર્શ્વનાથ સર્વજ્ઞાય નમઃ
૪૧ મહા વદ ૭ શ્રી સુપાર્શ્વનાથ પારંગતાય નમઃ
૪૨ મહા વદ ૭ શ્રી ચંદ્રપ્રભુ સર્વજ્ઞાય નમઃ
૪૩ મહા વદ ૯ શ્રી સુવિધિનાથ પરમેષ્ઠિને નમઃ
૪૪ મહા વદ ૧૧ શ્રી રીખવદેવ સર્વજ્ઞાય નમઃ
૪૫ મહા વદ ૧૨ શ્રી મુનિસુવ્રત સર્વજ્ઞાય નમઃ
૪૬ મહા વદ ૧૨ શ્રી શ્રેયાંસનાથ અર્હતે નમઃ
૪૭ મહા વદ ૧૩ શ્રી શ્રેયાંસનાથ નાથાય નમઃ
૪૮ મહા વદ ૧૪ શ્રી વાસુપૂજ્ય અર્હતે નમઃ
૪૯ મહા વદ ૦)) શ્રી વાસુપૂજ્ય નાથાય નમઃ

## ફાગણ માસના સુદી તથા વદીના કલ્યાણક

૫૦ ફાગણ સુદ ૨ શ્રી અરનાથ પરમેષ્ઠિને નમઃ
૫૧ ફાગણ સુદ ૪ શ્રી મલ્લિનાથ પરમેષ્ઠિને નમઃ
૫૨ ફાગણ સુદ ૮ શ્રી સંભવનાથ પરપેષ્ઠિને નમઃ
૫૩ ફાગણ સુદ ૧૨ શ્રી મુનિસુવ્રત નાથાય નમઃ
૫૪ ફાગણ સુદ ૧૨ શ્રી મલ્લિનાથ પારંગતાય નમઃ

૫૫ ફાગણ વદ ૪ શ્રી પાર્શ્વનાથ પરમેષ્ઠિને નમઃ
૫૬ ફાગણ વદ ૪ શ્રી પાર્શ્વનાથ સર્વજ્ઞાય નમઃ
૫૭ ફાગણ વદ ૫ શ્રી ચંદ્રપ્રભુ પરમેષ્ઠિને નમઃ
૫૮ ફાગણ વદ ૮ શ્રી રીખવદેવ અર્હતે નમઃ
૫૯ ફાગણ વદ ૮ શ્રી રીખવદેવ નાથાય નમઃ

## ચઈતર માસના સુદી તથા વદીના કલ્યાણક

૬૦ ચઈતર સુદ ૩ શ્રી કુંથુનાથ સર્વજ્ઞાય નમઃ
૬૧ ચઈતર સુદ ૫ શ્રી અનંતનાથ પારંગતાય નમઃ
૬૨ ચઈતર સુદ ૫ શ્રી અજિતનાથ પારંગતાય નમઃ
૬૩ ચઈતર સુદ ૫ શ્રી સંભવનાથ પારંગતાય નમઃ
૬૪ ચઈતર સુદ ૯ શ્રી સુમતિનાથ પારંગતાય નમઃ
૬૫ ચઈતર સુદ ૧૧ શ્રી સુમતિનાથ સર્વજ્ઞાય નમઃ
૬૬ ચઈતર સુદ ૧૩ શ્રી મહાવીરસ્વામી અર્હતેનમઃ
૬૭ ચઈતર સુદ ૧૫ શ્રી પદ્મપ્રભુ સર્વજ્ઞાય નમઃ
૬૮ ચઈતર સુદ ૧ શ્રી કુંથુનાથ પારંગતાય નમઃ
૬૯ ચઈતર વદ ૨ શ્રી શીતળનાથ પારંગતાય નમઃ
૭૦ ચઈતર વદ ૫ શ્રી કુંથુનાથ નાથાય નમઃ
૭૧ ચઈતર વદ ૬ શ્રી શીતળનાથ પરમેષ્ઠિને નમઃ
૭૨ ચઈતર વદ ૧૦ શ્રી નમિનાથ પારંગતાય નમઃ
૭૩ ચઈતર વદ ૧૩ શ્રી અનંતનાથ અર્હતે નમઃ
૭૪ ચઈતર વદ ૧૪ શ્રી અનંતનાથ નાથાય નમઃ
૭૫ ચઈતર વદ ૧૪ શ્રી અનંતનાથ સર્વજ્ઞાય નમઃ
૭૬ ચઈતર વદ ૧૪ શ્રી કુંથુનાથ અર્હતે નમઃ

## વૈશાખ માસના સુદી તથા વદીના કલ્યાણક

૭૭ વૈશાખ સુદ ૪ શ્રી અભિનંદન પરમેષ્ઠિને નમઃ
૭૮ વૈશાખ સુદ ૭ શ્રી ધર્મનાથ પરમેષ્ઠિને નમઃ

૭૯ વૈશાખ સુદ ૮ શ્રી અભિનંદન પારંગતાય નમઃ
૮૦ વૈશાખ સુદ ૮ શ્રી સુમતિનાથ અર્હતે નમઃ
૮૧ વૈશાખ સુદ ૯ શ્રી સુમતિનાથ નાથાય નમઃ
૮૨ વૈશાખ સુદ ૧૦ ,, મહાવીરસ્વામી સર્વજ્ઞાય નમઃ
૮૩ વૈશાખ સુદ ૧૨ ,, વિમળનાથ પરમેષ્ઠિને નમઃ
૮૪ વૈશાખ સુદ ૧૩ ,, અજિતનાથ પરમેષ્ઠિને નમઃ
૮૫ વૈશાખ વદ ૬ ,, શ્રેયાંસનાથ પરમેષ્ઠિને નમઃ
૮૬ વૈશાખ વદ ૮ ,, મુનિસુવ્રત અર્હતે નમઃ
૮૭ વૈશાખ વદ ૯ ,, મુનિસુવ્રતપારંગતાય નમઃ
૮૮ વૈશાખ વદ ૧૩ ,, શાંતિનાથ અર્હતે નમઃ
૮૯ વૈશાખ વદ ૧૩ ,, શાંતિનાથપારંગતાય નમઃ
૯૦ વૈશાખ વદ ૧૪ , શાંતિનાથ નાથાય નમઃ

## જ્યેષ્ટ માસના સુદી તથા વદીના કલ્યાણક

૯૧ જેઠ સુદ ૫ શ્રી ધર્મનાથ પારંગતાય નમ.
૯૨ જેઠ સુદ ૯ ,, વાસુપૂજ્ય પરમેષ્ઠિને નમઃ
૯૩ જેઠ સુદ ૧૨ ,, સુપાર્શ્વનાથ અર્હતે નમઃ
૯૪ જેઠ સુદ ૧૩ ,, સુપાર્શ્વનાથ નાથાય નમઃ
૯૫ જેઠ વદ ૪ ,, રીખવદેવ પરમેષ્ઠિને નમઃ
૯૬ જેઠ વદ ૭ ,, વિમળનાથ પારંગતાય નમઃ
૯૭ જેઠ વદ ૯ ,, નમિનાથ નાથાય નમઃ

## અશાડ માસના સુદી તથા વદીના કલ્યાણક

૯૮ અશાડ સુદ ૬ શ્રી મહાવીરસ્વામી પરમેષ્ઠિને નમઃ
૯૯ અસાડ સુદ ૮ ,, નેમનાથ પારંગતાય નમઃ
૧૦૦ અસાડ સુદ ૧૪ ,, વાસુપૂજ્ય પારંગતાય નમઃ

૧૦૧ અશાડ વદ ૩ ,, શ્રેયાંસનાથ પારંગતાય નમઃ
૧૦૨ અશાડ વદ ૭ ,, અનંતનાથ પરમેષ્ઠિને નમઃ
૧૦૩ અશાડ વદ ૮ ,, નમિનાથ અર્હતે નમઃ
૧૦૪ અશાડ વદ ૯ ,, કુંથુનાથ પરમેષ્ઠિને નમઃ

## શ્રાવણ માસના સુદી તથા વદીના કલ્યાણક

૧૦૫ શ્રાવણ સુદ ૨ શ્રી સુમતિનાથ પરમેષ્ઠિને નમઃ
૧૦૬ ,, સુદ ૫ ,, નેમનાથ અર્હતે નમઃ
૧૦૭ ,, સુદ ૬ ,, નેમનાથ નાથાય નમઃ
૧૦૮ ,, સુદ ૮ ,, પાર્શ્વનાથ પારંગતાય નમઃ
૧૦૯ ,, સુદ ૧૫ ,, મુનિસુવ્રત પરમેષ્ઠિને નમઃ
૧૧૦ ,, વદ ૭ ,, શાંતિનાથ પરમેષ્ઠિને નમઃ
૧૧૧ ,, વદ ૭ ,, ચંદ્રપ્રભુ પારંગતાય નમઃ
૧૧૨ ,, વદ ૮ ,, સુપાર્શ્વનાથ પરમેષ્ઠિને નમઃ

## ભાદરવા માસના સુદી તથા વદીના કલ્યાણક

૧૧૩ ભાદરવા સુદ ૯ શ્રી સુવિધિનાથ પારંગતાય નમઃ
૧૧૪ ભાદરવા વદ ૦)) શ્રી નેમનાથ સર્વજ્ઞાય નમઃ

## આસો માસના સુદી તથા વદીના કલ્યાણક

૧૧૫ આસો સુદ ૧૫ શ્રી નમિનાથ પરમેષ્ઠિને નમઃ
૧૧૬ આસો વદ ૫ શ્રી સંભવનાથ સર્વજ્ઞાય નમઃ
૧૧૭ આસો વદ ૧૨ શ્રી નેમનાથ પરમેષ્ઠિને નમઃ
૧૧૮ આસો વદ ૧૨ શ્રી પદ્મપ્રભુ અર્હતે નમઃ
૧૧૯ આસો વદ ૧૩ શ્રી પદ્મપ્રભુ નાથાય નમઃ
૧૨૦ આસો વદ ૦)) શ્રી મહાવીરસ્વામી પારંગતાય નમઃ

॥ ઇતિશ્રી જિનકલ્યાણકાનિ સમાપ્તાનિ ॥

સ્વર્ગસ્થ શા. ઈશ્વરલાલ શીવલાલના સુપુત્ર
ભાઈ શાન્તિલાલનાં ધર્મપત્ની



અ. સૌ. હીરાબ્હેન.

ॐ શ્રી સંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

# શ્રી મુક્તિ–લાવણ્ય પ્રાચીન
# સ્તવનાદિ સંગ્રહ

મંગલાચરણ–( પ્રભુસ્તુતિ )

ૐકાર બિન્દુ સંયુક્તં,
નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ
કામદં મોક્ષદં ચૈવ,
ૐકારાય નમો નમઃ ૧

---

અજ્ઞાન તિમિરાન્ધાનામ,
જ્ઞાનાંજન શલાકયા;
નેત્રાન્મિલિતં યેન,
તસ્મૈ શ્રી ગુરવે નમઃ ॥ ૨

---

શ્રુત સ્કંધ નભશ્ચન્દ્ર
સંયમ શ્રી વિશેષકમ્;
ઈન્દ્ર ભૂતિ નમ સ્વામિ,
યોગીન્દ્રં ધ્યાન સિદ્ધયે. ૩

દીક્ષા ગ્રહી પ્રથમ તીર્થ તમેજ સ્થાપ્યું,
કંઈ ભવ્યનું કઠણ દુઃખ અનંત કાપ્યું;
એવા પ્રભુ પ્રણમીએ પ્રથમ તમોને,
એવા પ્રભુ શિવસુખ આપો અમોને. ૪

## સોલસતીનો છંદ.

બ્રાહ્મી ચંદન બાલિકા ભગવતી, રાજીમતી દ્રૌપદી,
કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા, સીતા સુભદ્રા શીવા;
કુન્તી શીલવતી નલસ્ય દયિતા, ચલા પ્રભા વત્યપિ,
પદ્મા વત્યપિ સુંદરી દિનમુખે, કુર્વન્તુ વો મંગલમ. ૫

---

## ચૈત્યવંદનો.

### ૧ શ્રી પાર્શ્વનાથજિન ચૈત્યવંદન.

નમો દેવ નાગેંદ્ર મંદાર માલા, મરિંદ છટા ઘોત પાદાર વિંદં, પરાનંદ સંદર્ભ લક્ષ્મી સનાથં, સ્તુવે દેવ ચિંતામણી પાર્શ્વનાથં૦ ૧. તમો રાસી વિત્રાસને વાસરેસ, હત કલેશ લેશ શ્રિયાંસં નિવેશં, કંમાલિન પદ્માવતિ પ્રાણનાથં. સ્તુવે૦ ૨. નવશ્રી નિવાસં, નવાં ભોઅનિલં. નતાનાં સ્વશ્રી દાનદાને સલિલં, ત્રિલોકસ્ય પૂજ્યં, ત્રિલોકસ્ય નાથં. સ્તુવે૦ ૩. હત વ્યાધિ વૈતાલ ભૂતાદિ દોષં, કૃતા શેષ પૂણ્યાવલિ પૂણ્ય પોષં; સુખશ્રી પરાભુત દોષાધિનાથં, સ્તુવે૦ ૪ કલૌ ભાવિની કલ્પવૃક્ષો પમાનાં, હતવ્યાધિ નૃપસ્યાશ્વ—સેનસ્ય

વંશેવતંસં, જના નામનો માનસે રાજહંસં, પ્રભાવ પ્રભાવાહિનિ સિંધુનાથં. સ્તુવે૦ ૫. જગત્પાલને સંતતિ સાવધાનં, ચિરંમેદ પાટ સ્થિતં વિશ્વનાથં. સ્તુવે૦ ૬. ઇતિ

નાગેંદ્ર નરામર વંદિતં, પદ્માંભોજપ્રવર્તિ તેજા દેવ. કુલપાટકચ્છ;
સજયતિ૦ ચિંતામણી પાર્શ્વનાથં સ્તુવે૦ ૭.

---

## ૨ શ્રી સંખેશ્વર પાર્શ્વનાથજિન ચૈત્યવંદન.

ૐ નમઃ પાર્શ્વનાથાય, વિશ્વ ચિંતામણી યતે,
હ્રીં ધરણેન્દ્ર વૈરોટયા, પદ્માદેવી યુતાયતે. ૧
શાન્તિ તુષ્ટિ મહાપુષ્ટિ, ધૃતિ કિર્તિ વિધાયિ ને,
ૐ હ્રીં દ્વિડ વ્યાલ વૈતાલ, સર્વાધિ વ્યાધિ નાશિને, ૨
જયા જિતાખ્યા વિજયાખ્યા, પરાજિતયાન્વિત;
દિશાં પાલે ગ્રૃહે યક્ષૈ, વિધાદેવી ભિરન્વિતઃ ૩
ૐ અસિઆ ઉસાય નમસ્તત્ર ત્રૈલોક્ય નાથતાં;
ચતુઃષષ્ઠિ સુરેન્દ્રાસ્તે, ભાષંતે છત્ર ચામરૈઃ ૪
શ્રી શંખેશ્વર મંડન, પાર્શ્વજિન પ્રણુતકલ્પ તરૂકલ્પ;
ચૂરય દુષ્ટ વ્રાતં, પૂરયમે વાંછિતં નાથ ૫

---

## ૩ શ્રી પાર્શ્વનાથજિન ચૈત્યવંદન.

શ્રી પાર્શ્વનાથ નમસ્તુભ્યં, વિઘ્ન વિધ્વંસ કારિણે;
નિર્મલં સ પ્રભાનંદે, પરમાનંદ દાયિને ૧
અશ્વસેના વનીપાલ, કુલ ચૂડામણી પ્રભો,
વામાસૂનો નમસ્તુભ્યં, શ્રીમત્ પાર્શ્વજિનેશ્વર ૨
ક્ષિતિ મંડલ મુકુટં, ધાર્મિક નિકટં વિશ્વ પ્રગટં ચારૂભટં;
ભવરેણું સમીરં, જલનિધિતીરં, સુરગિરિધીરં ગંભીરં. ૩
જગત્રય શરણં, દુર્ગતિ હરણં, દુર્દ્ધર ચરણં, સુખકરણં;
શ્રીપાર્શ્વજિનેન્દ્રં, નત નાગેન્દ્રં, નમત સૂરેન્દ્રં, કૃતભદ્રં. ૪

કમઠે ધરણેન્દ્રેચ, સ્વોચિતં કર્મ કુર્વતિ;
પ્રભુ સ્તુલ્ય મનોવૃત્તિ: પાર્શ્વનાથ શ્રિયેઽસ્તુવ: ૫

## ૪ બીજ તીથીનું ચૈત્યવંદન.

ચોવિશમા જિનરાજજી, ચંપાપુરી આવે,
ચૌદ સહસ્ર અણગારના, સ્વામી તેહ કહાવે. ૧
અઢી કોસ ઉંચો સહિ, સમવસરણ વિરચાવે;
ત્રિભુવનપતિ ગુરૂ તેહમાં, ઉપદેશ વરસાવે. ૨
જીતશત્રુ રાજા તિહાં, પ્રભુને વંદન આવે,
તે પણ સમવસરણમાં, બેસી હરષીત થાવે. ૩
ભવિક જીવ તારણ ભણી, ગૌતમ પૂછે જીનને,
બીજ તિથિ મહિમા કહો, સંશય હરણ પ્રભુ અમને. ૪
તવ પ્રભુ પર્ષદા આગળે, બીજનો મહિમા ભાખે;
પંચ કલ્યાણક જિનતણા, તે સહુ સંઘની સાખે. ૫
બીજે અજિત જનમીયા, બીજે સુમતિ ચ્યવન,
બીજે વાસુપૂજ્ય જી, લહ્યું કેવળનાણ. ૬
દશમા શીતળનાથજી, બીજે શિવ પામ્યા,
સાતમા ચક્રી અરજિન, જન્મ્યા ગુણ ધામ. ૭
એ પાંચે જિન સમરતાંએ, ભવિ પામે દોય ધર્મ,
સર્વવિરતિને દેશવિરતિ, ટાળે પાતિક મર્મ. ૮
વીર કહે દ્વિતીયા તિથિ, તે કારણ તુમે પાળો,
ચંદ્રકેતુ રાજા પરે, આતમ અજુવાળો. ૯
તે સાંભળી બહુ આદરે, પ્રાણી બીજ તિથિ સાર,
તે આરાધતાં કેઇના, થયા આતમ ઉદ્ધાર. ૧૦
ચાવિહાર ઉપવાસ કરી, બીજ આરાધો વિવેક;
નયસાગર કહે વીરજિન, દ્યો મુજને શિવ એક. ૧૧

---

## ૫ શ્રી પાંચમતિથિનું ચૈત્યવંદન.

યુગલા ધર્મ નિવારીયો, આદિમ અરિહંત,
શાંતિકરણ શ્રી શાંતિનાથ, જગ કરૂણાવંત, ૧
નેમિનાથ બાવીસમા, બાળ થકી બ્રહ્મચારી,
પ્રગટ પ્રભાવી પાર્શ્વદેવ, રત્નત્રય ધારી. ૨
વર્ત્તમાન શાસન ધણી એ, વર્દ્ધમાન જગદીશ,
પંચે જીનવર પ્રણમતાં, વાધે જગમાં જગીશ. ૩
જન્મ કલ્યાણક પંચ રૂપ, સોહમપતિ આવે,
પંચ વર્ણ કળશે કરી, સુરગિરિ નવરાવે. ૪
પંચ સાખ અંગુઠડે, અમૃત સંચારે,
બાળપણે જિનરાજ કાજ, એમ ભક્તિ શું ધારે. ૫
પંચ ધાવ પાલી જતે, જોવન વય પાવે,
પંચ વિષય વિષ વેલી તોડી, સંજમ મન ભાવે. ૬
છંડી પંચ પ્રમાદ પંચ, ઈંદ્રિય બળ મોડી,
પંચ મહાવ્રત આદરે, દેઈ ધન કોડી. ૭
પંચાચાર આરાધમાં, પામ્યા પંચમ જ્ઞાન,
પંચ દેહ વર્જિત થયા, પંચ હ્રસ્વાક્ષર માન. ૮
પંચમી ગતિ ભરતાર તાર, પૂરણ પરમાનંદ,
પંચમી તપ આરાધતાં, ક્ષમાવિજય જિનચંદ. ૯

---

## ૬ શ્રી અષ્ટમીતપનું ચૈત્યવંદન.

ચૈતર વદિ આઠમ દિને, મરૂદેવી જાયો,
આઠ જાતિ દિશીકુમરીએ, આઠે દિશી ગાયો. ૧
આઠ ઇંદ્રાણી નાથશું, સુર સંગતે લઇ આવે,
સુર ગિરિ ઉપર સુરવરા, સર્વે મળી આવે. ૨

આઠ જાતિ કલશા ભરી, ચોસઠ હજાર,
દોસય ને પચાસ માનો, અભિષેક ઉદાર. ૩
એક કોડને સાઠ લાખ, ઉંચા શત કોસ,
પોળપણે અડિયાલ કોસ, કલશા જળ કોષ. ૪
ચાર વૃષભ અડ શૃંગ રંગ, આઠે જલ ધારે,
ન્હવરાવી જિનરાજને, સુરેન્દ્ર પાપ પખાળે. ૫
ક્ષુદ્રાદિક અડદોષ શોષ, કરી અડગુણ પાએ,
ટાળી આઠ પ્રમાદ આઠ, મંગળ આળેખે. ૬
કોઠી આઠ ચઉગુણા, કંચન વરસાવે,
પ્રભુ સોંપી નિજ માતને, નંદીશ્વર ૭
અઠ્ઠાઈ મહોત્સવ કરે એ, ઠવણા જિન ઉદ્દેશ,
અષ્ટ પ્રકારે પૂજીએ, અષ્ટમી દિન સુવિશેષ. ૮
રૂષભ અજીત સુમતિ નમી, મુનિસુવ્રત જન્મ,
અભિનંદન ને નેમિ પાસ, પામ્યા શિવ શર્મ. ૯
સંભવ દેવ સુપાસ દોય, સુર ભવથી ચવીયા;
સેના પુહવી માત દુગ, ઉદરે અવતરિયા. ૧૦
વરસ એક ઉદ્ઘોષણાએ, રૂષભ લીયે ચારિત્ર,
અષ્ટમી દિન અગીયાર એમ, કલ્યાણક સુપવિત્ર ૧૧
દર્શન જ્ઞાન ચારિત્રના, આઠે અતિચાર,
ટાળે ગાળે પાયને, પાળે પંચાચાર ૧૨
અણિમાદિક અડ સિદ્ધિ રિદ્ધિ, ખીણ માંહે પામી,
અષ્ટ કર્મ હણીને થયા, અડ ગુણ અભિરામી. ૧૩
અષ્ટમી દિન ઉજવળ મને એ, સમરો દશ અરિહંત,
ખીમાવિજય જિન નામથી, પ્રગટે જ્ઞાન અનંત. ૧૪

## ૭ શ્રી અગીયારસતિથિનું ચૈત્યવંદન.

નેમિ જિનેશ્વર ગુણનિલો, બ્રહ્મચારી શિરદાર,
સહસ પુરૂષશું આદરી, દીક્ષા જિનવર સાર. ૧
પંચાવનમેં દીન લહ્યું, નિરૂપમ કેવળનાણ,
ભવિક જીવ પડિ બોધવા, વિચરે મહિયલ જાણ. ૨
વિહાર કરંતાં આવીયા એ, બાવીશમા જિનરાય,
દ્વારિકા નયરી સમોસર્યા, સમવસરણ તિહાં થાય. ૩
બાર પર્ષદા તિહાં મળી, ભાખે જિનવર ધર્મ,
સર્વ પર્વ તિથિ સાચવો, જીમ પામો શીવ શર્મ. ૪
તવ પૂછે હરિ નેમને, દાખો દિન મુજ એક,
થોડો ધર્મ કર્યા થકી, શુભ ફળ પામું અનેક. ૫
નેમ કહે કેશવ સુણો, વરસ દિવસમાં જોય.
માગશર શુદિ એકાદશી, એ સમ અવર ન કોય. ૬
ઇણ દિન કલ્યાણક થયા, નેવું જિનનાં સાર,
એ તિથિ વિધિ આરાધતાં, સુવ્રત થયો ભવપાર. ૭
તે માટે મોટી તિથિ, આરાધો મન શુદ્ધ,
અહોરાત્રિ પોસહ કરો, મન ધરી આતમ બુદ્ધ, ૮
દોઢસો કલ્યાણક તણું, ગુણણું ગણો મનરંગ,
મૌન કરી આરાધીએ, જિમ પામો સુખ સંગ. ૯
ઉજમણું પણ કીજીએ, ચિત્તધરી ઉલ્લાસ,
પાઠાંને વીંટાં ઘણાં, ઇત્યાદિક કરો ખાસ. ૧૦
ઇમ એકાદશી ભાવશું, આરાધે નરરાય,
ક્ષાયિક સમકિતનો ધણી, જિન વંદી ઘેર જાય. ૧૧
એકાદશી ભવિયણ ધરો, ઉજ્વલ ગુણ જિમ થાય,
ક્ષમાવિજય જસ ધ્યાનથી, શુભ સુરપતિ ગુણ ગાય. ૧૨

## ૮ શ્રી રોહિણી તપનું ચૈત્યવંદન.

રોહિણી તપ આરાધીએ, શ્રી શ્રી વાસુપૂજ્ય,
દુઃખ દોહગ દૂરે ટળે, પૂજક હોએ પૂજ્ય. ૧
પહેલાં કીજે વાસક્ષેપ, પ્રહ ઉઠીને પ્રેમે,
મધ્યાન્હે કરી ધોતીઆ, મન વચ કાયા ખેમે. ૨
અષ્ટ પ્રકારની વિરચીએ, પૂજા નૃત્ય વાજિંત્ર;
ભાવે ભાવના ભાવીએ, કીજે જન્મ પવિત્ર. ૩
ત્રિહું કાલ લઈ ધૂપ દીપ, પ્રભુ આગળ કીજે,
જિનવર કેરી ભક્તિ શું, અવિચળ સુખ લીજે. ૪
જિનવર પૂજા જિન સ્તવન, જિનનો કીજે જાપ,
જિનવર પદને ધ્યાઇએ, જિમ નાવે સંતાપ. ૫
કોડ કોડ ફળ દીએ, ઉત્તર ઉત્તર ભેદ,
માન કહે ઇણ વિધ કરો, જિમ હોય ભવનો છેદ. ૬

---

## ૯ દીવાળીનું ચૈત્યવંદન.

ત્રીસ વરસ કેવલી પણે, વિચર્યા મહાવીર,
પાવાપુરી પધારીયા, જિન શાસન ધીર. ૧
હસ્તીપાલ નૃપ રાય તો, રજુકા સભા મઝાર,
ચરમ ચોમાસું ત્યાં રહ્યા, લેઇ અભિગ્રહ સાર. ૨
કાશી કોસલ દેશના, ઘણા રાય અઢાર,
સ્વામી સુણી સહુ આવીયા, વંદને નિરધાર. ૩
સોલ પહોર દીધી દેશના, જાણી લાભ અપાર,
દીધી ભવિ હિત કારણે, પિધી તેહીજ પાર. ૪
દેવશર્મા બોધન ભણી, ગોયમ ગયા સુજાણ,
કાર્તિક અમાવાસ્યા દિને, પ્રભુ પામ્યા નિર્વાણ. ૫

ભાવ ઉદ્યોત ગયો હવે, કરો દ્રવ્ય ઉદ્યોત,
ઇમ કહી રાય સરવે વલી, કીધી દીપક જ્યોત ૬
દીવાલી તીહાંથી થઇ, જગમાંહી પ્રસિદ્ધ,
પદ્મ કહે આરાધતાં, લહીએ અવિચલ રિદ્ધ. ૭

---

## ૧૦ શ્રી દીવાળીનું ચૈત્યવંદન.

મગધદેશ પાવાપુરી, પ્રભુ વીર પધાર્યા,
સોલ પહોર દેઇ દેશના, ભવિક જીવને તાર્યા. ૧
ભૂપ અઢાર ભાવે સુણે, અમૃત જીસી વાણી,
દેશના દીયે રયણીયે, પરણ્યા શિવરાણી. ૨
રાય ઉઠી દીવા કરે, અજવાળાના હેતે,
અમાવાસ્યા તે કહી, વલી દીવાળી કીજે. ૩
મેરૂ થકી આવ્યા ઇંદ્ર. હાથે લેઇ દીવી,
મેરઇયા દીન સફળ કરી, લોક કહે સવી જીવી. ૪
કલ્યાણક જાણી કરી, દીવા તે કીજે,
જાપ જપો જીનરાજનો, પાતિક સવિ છીજે. ૫
બીજે દિન ગૌતમ સુણી, પામ્યા કેવલજ્ઞાન,
બાર સહસ ગુણણું ગણો, ઘર હોસે કોડ કલ્યાણ. ૬
સુરનર કિન્નર સહુ મલી, ગૌતમને આપે,
ભટ્ટારક પદવી દેઈ, સહુ સાખે થાપે. ૭
જવાર ભટ્ટારક થકી, લોક કરે જુહાર,
બેન ભાઈ જમાડીયા, નંદીવર્દ્ધન સાર. ૮
ભાઈ બીજ તિહાં થકી, વીર તણો અધિકાર,
જયવિજય ગુરૂ સંપદા, મુજને દીયો મનોહાર. ૯

---

## ૧૧ શ્રી સિદ્ધચક્રજીનું ચૈત્યવંદન.

શ્રી સિદ્ધચક્ર આરાધતાં, સુખ સંપત્તિ લહીએ,
સુરતરૂ સુરમણી થકી, અધિક જ મહીમા કહીએ. ૧
અષ્ટ કર્મ હણી કરી, શિવ મંદિર રહીએ,
વિધિશું નવપદ ધ્યાનથી, પાતિક સવિ દહીએ. ૨
સિદ્ધચક્ર જે સેવશે, એક મને નરનાર,
મન વાંછિત ફલ પામશે, તે સવિ ત્રિભુવન મઝાર. ૩
અંગદેશ ચંપાપુરી, તસ કેરો ભૂપાલ,
મયણા સાથે તપ તપે, તે કુંવર શ્રીપાલ ૪
સિદ્ધચક્રના નવણથી, જસ નાઠા રોગ,
તત્ક્ષણ ત્યાંથી તે લહે, શિવસુખ સંયોગ. ૫
સાતસેં કોઢી હતા, હુઆ નીરોગી જેહ,
સોવન વાને જલહલ, જેહની નિરૂપમ દેહ. ૬
તેણે કારણ તમે ભવિજનો, પ્રહ ઉઠી ભક્તે,
આસો માસ ચૈત્ર થકી, આરાધો જુગતે. ૭
સિદ્ધચક્ર ત્રણ કાલના, વંદો વલી દેવ,
પડિક્કમણું કરી ઉભયકાલ, જિનવર મુનિ સેવ. ૮
નવપદ ધ્યાન હૃદયે ધરો, પ્રતિપાલો ભવિશીલ,
નવપદ આંબિલ તપ તપો, જેમ હોય લીલમ લીલ. ૯
પહેલે પદ અરિહંતનું, નિત્ય કીજે ધ્યાન,
બીજે પદ વલી સિદ્ધનું, કીજે ગુણગ્રામ ૧૦
આચાર જ ત્રીજે પદે, જપતાં જય જયકાર,
ચોથે પદ ઉવજ્ઝાયના, ગુણ ગાઉં ઉદાર. ૧૧
સર્વ સાધુ વંદું સહી, અઢીદ્વીપમાં જેહ.
પંચમ પદમાં તે સહી, ધરજો ધરી સસનેહ. ૧૨
છઠ્ઠે પદ દરસન નમું, દર્શન અજુઆળું
નાણ નમો પદ સાતમે, તેમ પાપ પખાળું ૧૩

આઠમે પદ રૂડું જપું, ચારિત્ર સુસંગ;
નવમે પદ બહુ તપ તપો, જીમ લહો ફલ અભંગ. ૧૪
એહી નવપદ ધ્યાનથી, જપતાં નાઠે કોડ;
પંડિત ધીરવિમલતણો, નય વંદે કરજોડ. ૧૫

## ૧૨ શ્રી સિદ્ધચક્રજીનું ચૈત્યવંદન

પહેલે દિન અરિહંતનું, નિત્ય કીજે ધ્યાન;
બીજે દિન વળી સિદ્ધનું, કીજે ગુણગાન. ૧
આચારજ ત્રીજે પદે, જપતાં જય જયકાર;
ચોથે પદ ઉવજ્ઝાયના, ગુણ ગાવો ઉદાર. ૨
સકલ સાધુ વંદો સહી, અઢીદ્વીપમાં જેહ;
પંચમ પદ આદર કરી, જપજો ધરી સસનેહ ૩
છઠ્ઠે પદે દર્શન નમો, દરિશણ અજુઆળો;
નમો નાણપદ સાતમે, જિમ પાપ પખાલો. ૪
આઠમે પદ આદર કરી, ચારિત્ર સુચંગ;
નવમે પદ બહુ તપ તણો, ફળ લીજે અભંગ. ૫
એણી પરે નવપદ ભાવશું એ, જપતાં નવ નવ કોડ;
પંડિત "શાન્તિવિજય" તણો, શિષ્ય કહે કરજોડ. ૬

## ૧૩ શ્રી અરિહંતાદિક જિન ચૈત્યવંદન

અરિહંત દેવા ચરણોની સેવા, પંદર ભેદે સિદ્ધિ પદ મેવા;
આયરિય ઉવજ્ઝાય સર્વ સાધુના નામ,
એ પંચ યોગે કરૂં પ્રણામ. ૧
બાર દેવલોકે નવ ગ્રૈવેયકે પાંચ અનુત્તર પાતાલ લોકે,
તિર્ચ્છાલોકમાંહે જે જિન નામ,
એ પંચ યોગે કરૂં પ્રણામ. ૨

અતીત અનાગતને વર્ત્તમાન, સંપ્રતિકાલે વીસ વિહરમાન;
ઉત્કૃષ્ટકાળે એકસો સિત્તેર નામ,
એ પંચ યોગે કરૂં પ્રણામ. ૩
શાશ્વતા ભુવન જે જિનના કહીએ,
શાશ્વતિ પ્રતિમાશું નામ લઇએ;
શાશ્વતા અશાશ્વતા જે અભિરામ,
એ પંચ યોગે કરૂં પ્રણામ. ૪
દીઠા ન દીઠા શ્રવણે ન સુણી, ભેટ્યા ન ભેટ્યા ભાવે જે ભણીયા,
"જ્ઞાનવિમલ" કહે પ્રભુ સમરથદેવા,
ભવભવ હોજો તુમ નાથ સેવા. ૫

---

## ૧૪ શ્રી સિદ્ધચક્રજીનું ચૈત્યવંદન

શ્રી સિદ્ધચક્ર આરાધિએ, આસો ચૈતર માસ,
નવ દિન નવ આંબિલ કરી, કીજે ઓળી ખાસ. ૧
કેસર ચંદન ઘસી ઘણાં, કસ્તુરી બરાસ,
જુગતે જિનવર પૂજિએ, જિમ મયણા શ્રીપાળ. ૨
પૂજા અષ્ટ પ્રકારની, દેવવંદન ત્રણકાળ;
મંત્ર જપો ત્રણકાળ ને, ગુણણું તેરહ હજાર. ૩
કષ્ટ ટલ્યું ઉંબર તણું, જપતાં નવપદ ધ્યાન,
શ્રી શ્રીપાળ નરેન્દ્ર થયા, વાધ્યો બમણો વાન. ૪
સાતસો કોઢી સુખ લહ્યા એ, પામ્યા જિન આવાસ,
પુણ્યે મુક્તિવધૂ વર્યા, પામ્યા લીલ વિલાસ. ૫

---

## ૧૫ શ્રી સિદ્ધચક્રજીનું ચૈત્યવંદન

શ્રી સિદ્ધચક્ર મહામંત્ર, રાજ પૂજા પરસિદ્ધ,
જાસ નમનથી સંપજે, સંપૂરણ રિદ્ધ. ૧
અરિહંતાદિક નવપદ, નિત્યે નવનિધિદાતા,
એ સંસાર અસાર સાર, હોયે પાર વિખ્યાતા. ૨
અમલાચલ પદ સંપજે એ, પૂરે મનના કોડ,
"મોહન" કહે વિધિયુક્ત કરે, જિમ હોએ ભવનો છોડ. ૩

---

## ૧૬ શ્રી એકસોસિત્તેર જીન વર્ણનું ચૈત્યવંદન

સોલ જીનેશ્વર શ્યામળા, રાતા ત્રીસ વખાણું;
નીલા મરકત મણિ સમ, અડત્રીશે ગુણખાણું. ૧
પીળા કંચન વરણ જીસ્યા, છત્રીસે જીનચંદ,
શંખ વરણ સોહે ઘણું, પચાસ સુખકંદ. ૨
સિત્તેરશો સરવાળે મળી, ભરતૈરાવ્રત વિદેહ,
અજીતનાથ વારે હતા, હું પ્રણમું ધરી નેહ. ૩
ધ્યાન ધરંતા પ્રભુ તણું, સવિ પાપ પણાશે,
નામ જપતાં જીનરાજનું, દુઃખ દોહગ નાશે. ૪
પ્રભુ પૂજાથી પામીએ એ, સકલ મંગલ વિસ્તાર;
રૂપકીર્તિ ગુરૂ ધ્યાનથી, માણેક ભવ નિસ્તાર. ૫

---

## ૧૭ શ્રી આદિજિનનું ચૈત્યવંદન

ધુર સમરૂં શ્રી આદિદેવ, વિમલાચલ સોહીએ,
સુરતિ મુર્તિ અતિ સફળ, ભવિયણના મન મોહીએ. ૧
સુંદર રૂપ સોહામણો, જોતાં તૃપ્તિ ન હોય,
ગુણ અનંત જિનવર તણા, કહી નવ શકે કોય. ૨

વીતરાગ દર્શન વિના, ભવસાયરમાં રૂલીયો.
કુગુરૂ કુદેવે ભોળવ્યો, ગાઢો જલ ભરીયો. ૩
પૂરવ પૂણ્ય પસાઉલે, વીતરાગમેં આજ,
દર્શન દીઠો તાહરો, તરણ તારણ જહાજ૦ ૪
સુરઘટને સુરવેવડી, આંગણે મુજ આઇ,
કલ્પવૃક્ષ ફળીયો વળી, નવ નિધિમેં પાઈ. ૫
તુજ નામે સંકટ ટલે, નાસે વિષમ વિકાર,
તુજ નામે સુખ સંપદા, તુજ નામે જયકાર. ૬
આજ સફળ દિન માહરોએ, સફળ થઈ મુજ જાત્ર;
પ્રથમ તીર્થંક ભેટીઆ, નિર્મલ કીધાં ગાત્ર. ૭
સુરનર કિંનર કિંનરી, વિદ્યાધરની કોડ,
મુક્તિ પહોયાં કેવલી, વંદુ બે કરજોડ. ૮
શત્રુંજયગિરિ મંડણોએ, મરૂદેવા માત મલ્હાર;
સિદ્ધિ વિજય સેવક કહે, તુમ તરીઆ મુજતાર. ૯

---

## ૧૮ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન

કલ્પવૃક્ષની છાંહડી, નાનડીયો રમતો;
સોવન હીંડોલે હિંચતો, માતાને મન ગમતો. ૧
સો દેવી બાલક થયા, ઋષભજી ક્રીડે;
વહાલા લાગો છો પ્રભુ, હૈડા શું ભીડે, ૨
જીનપતિ યૌવન પામીયા, ભાવે શું ભગવાન,
ઈંદ્રે ઘાલ્યો માંડવો, વિવાહનો સામાન. ૩
ચોરી બાંધી ચીહું દીશી, સુર ગોરી ગાવે,
સુનંદા સુમંગલા, પ્રભુજીને પરણાવે. ૪
ભરતે બિંબ ભરાવીયા, થાપ્યા શત્રુંજય ગિરિરાય,
શ્રી વિજયપ્રભસુરિ મહિમા ઘણો, ઉદયરત્ન ગુણગાય. ૫

---

## ૧૯ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન

સિદ્ધાચલ શિખર ચઢી, ધ્યાન ધરો જગદીશ,
મન વચ કાય એકાગ્રશું, નામ જપો એકવીશ. ૧
શત્રુંજયગિરિ વંદીએ, બાહુબલી શિવ ઠામ;
મરૂદેવને પુંડરિકગીરિ, રૈવતગિરિ વિસરામ. ૨
વિમલાચલ સિદ્ધરાજજી, નામ ભગીરથ સાર,
સિદ્ધક્ષેત્રને સહસ્ત્ર કમલ, મુક્તિ નિલય જયકાર. ૩
વિમલાચલ શતકૂટગિરિ; ઢકને કોડી નીવાસ,
કદંબગિરિ લોહિત નમું, તાલ ધ્વજ પુણ્યરાસ. ૪
મહાબલ દઢ શક્તિ સહી, એ એકવીશે નામ;
સાતે શુદ્ધિ સમાચરી, નિત્ય કીજે પ્રણામ ૫
દગ્ધ શૂન્યને અવિધિ દોષ, અતિ પરિણતિ જેહ,
ચાર દોશ છંડી ભજો, ભક્તિ ભાવ ગુણ ગેહ. ૬
માનવ ભવ પામી કરીએ, સદ્‌ગુરૂ તીરથ જોગ,
શ્રી શુભવીરને સ શને, શિવરમણી સંયોગ. ૭

---

## ૨૦ શ્રી પુંડરીક સ્વામીનું ચૈત્યવંદન.

આદિશ્વર જીનરાયનો, ગણધર ગુણવંત,
પ્રગટનામ પુંડરીક જાસ, મહીમાએ મહંત. ૧
પંચ કોડી મુનિશું, અણસણ તિહાં કીધ,
શુકલધ્યાન ધ્યાતાં અમુલ, કેવલ તિહાં લીધ. ૨
ચૈત્રી પૂનમને દિન, પામ્યા પદ મહાનંદ.
તે દિનથી પુડરિક ગીરિ, નામ દાન સુખકંદ. ૩

---

## ૨૧ શ્રી સીમંધર સ્વામીનું ચૈત્યવંદન

સીમંધર જિન વિચરતા, સોહે વિજય મોઝાર.
સમવસરણ રચે દેવતા, બેસે પર્ષદા બાર. ૧
નવતત્ત્વની દીયે દેશના, સાંભળી સુરનર કોડ;
ષટ દ્રવ્યાદિક વર્ણવે, લે સમકિત કરજોડ. ૨
ઇહાં થકી જિન વેગળા, સહસ તેત્રીશ શત એક,
સત્તાવન જોજન વળી સત્તર કળા સુવિશેષ. ૩
દ્રવ્ય થકી જિન વેગળા, ભાવથી હૃદય મોઝાર;
ત્રિહું કાળે વંદન કરું, શ્વાસમાંહે સોવાર. ૪
શ્રી સીમંધર જિનવરૂએ, પૂરે વાંછિત કોડ;
કાંતિવિજય ગુરૂ પ્રણમતાં, ભક્તિ બે કરજોડ. ૫

---

## ૨૨ શ્રી પર્યુષણપર્વનું ચત્યવંદન

પર્વ પર્યુષણ ગુણ નીલો, નવકલ્પિ વિહાર;
ચાર માસાન્તર થીર રહે, એહી જ અર્થ ઉદાર. ૧
આષઢ શુદિ ચઉદસ થકી, સંવત્સરી પચાસ;
મુનિવર દિન સિત્તેરમે, પડિક્કમતાં ચોમાસ. ૨
શ્રાવક પણ સમતા ધરી, કરે ગુરૂનાં બહુમાન;
કલ્પસૂત્ર સુવિહિત મુખે, સાંભળે થઈ એક તાન. ૩
જિનવર ચૈત્ય જુહારીયે, ગુરૂભક્તિ વિશાલ;
પ્રાયે અષ્ટ ભવાંતરે, વરીયે શિવ વરમાળ. ૪
દર્પણથી નિજ રૂપનો, જુવે સુદૃષ્ટિ રૂપ,
દર્પણ અનુભવ અર્પણે, જ્ઞાન રમણ મુનિ ભૂપ. ૫
આત્મસ્વરૂપ વિલોકતાં એ, પ્રગટયો મિત્ર સ્વભાવ;
રાય ઉદાયી ખામણાં, પર્વ પર્યુષણ દાવ. ૬

નવ વખાણ પૂજી સુણો, શુક્લ ચતુર્થી સીમા;
પંચમી દિન વાંચે સુણે, હોય વિરોધી નિમા. ૭
એ નહિ પર્વ પંચમી, સર્વ સમાણી ચોથે;
ભવભીરૂ મુનિ માનસે, ભાખ્યું અરિહાનાથે. ૮
શ્રુતકેવલી વચણાં સુણી, લહી માનવ અવતાર;
શ્રીશુભવીરને શાસને, હોવે જય જયકાર. ૯

---

## ૨૩ શ્રી પર્યુષણપર્વનું ચૈત્યવંદન.

વડા કલ્પ પૂર્વ દિને, ઘેર કલ્પને લાવો;
રાત્રી જગા પ્રમુખ કરી, શાસન સોહાવો. ૧
હય ગય રથ શણગારીને, કુમર લાવો ગુરૂ પાસે;
વડા કલ્પદિને સાંભળો, વીર ચરિત્ર ઉલ્લાસે. ૨
છઠ્ઠ અઠ્ઠમ તપ કીજીએ એ, ધરીયે શુભ પરિણામ;
સ્વામી વચ્છલ પ્રભાવના, પૂજા અભિરામ. ૩
જિન ઉત્તમ ગૌતમ પ્રત્યે એ, કહેજો એકવીસ વાર;
ગુરૂમુખ પક્ષ ભાવશું, સુણતાં પામે ભવપાર. ૪

---

## ૨૪ શ્રી પર્યુષણપર્વનું ચૈત્યવંદન.

ઉર્દ્ધલોક દશમા થકી, કુંડ પરે મંડાણ;
રૂષભ યોનિ ચોવિસમો, વર્દ્ધમાન જિન ભાણ. ૧
ઉત્તરા ફાલ્ગુની ચંદ્રમા, માનવ ગણ સુખકંદ;
કન્યા રાશિ છદ્મસ્થમાં, બાર વરસ વહી જાય. ૨
શાલ વિશાલ તરૂ તલે એ, કેવલ નિધિ પ્રગટાય;
વિર બિરૂદ ધરવા ભણી, એકાકી શીવ જાય. ૩

---

## ૨૫ શ્રી પર્યુષણપર્વનું ચૈત્યવંદન.

નવ ચૌમાસી તપ કર્યાં, ત્રણ માસી દોય;
દોય દોય અઢી માસી તેમ, દોઢ માસી હોય. ૧
બહોંતેર પાસક્ષમણ કર્યાં, માસક્ષમણ કર્યાં બાર,
ખટ્ બે માસી તપ આદર્યાં, બાર અઠ્ઠમ તપ સાર. ૨
ખટ્ માસી એક તેમ કર્યો, પણ દીન ઉણ ખટ્માસ;
બસો ઓગણત્રીસ છઠ્ઠ ભલા, દીક્ષા દિન એક ખાસ. ૩
ભદ્રપ્રતિમા દોય તીમ, પારણ દિન જાસ;
દ્રવ્યાહાર પાનક કર્યાં, ત્રણસેં ઓગણપચાસ. ૪
છદ્મસ્થ એણી પરે રહ્યા, સહ્યા પરીસહ ઘોર;
શુકલધ્યાન અનલે કરી, બાળ્યાં કર્મ કઠોર. ૫
શુકલધ્યાન અંતર રહ્યા એ, પામ્યા કેવલનાણ;
પદ્મવિજય કહે પ્રણમતાં, લહીયે નિત્ય કલ્યાણ. ૬

---

## ૨૬ શ્રી શાન્તિનાથજિન ચૈત્યવંદન.

નાના વિચિત્રં ભવદુઃખ રાશિ,
નાના પ્રકારે બહુ મોહ કાસી;
પાપાણિ દોષાણિ હરંતિ દેવા,
જે જન્મ શરણું ત્વમ્ શાન્તિનાથં. ૧
સંસાર મધ્યે મિથ્યાત્વ ચિન્તા,
મિથ્યાત્વ મધ્યે કર્માનિ બંધે;
તે બંધ છેદન્તિ દેવાધિદેવા, જે જન્મ૦ શરણું ત્વમ૦ ૨
કામશ્ચ ક્રોધં માયાભિલોભં,
ચતુઃ કષાયં ઈહ જીવ બંધં;
તે બંધ છેદન્તિ દેવાધિદેવા, જે જન્મ શરણું ત્વમ૦ ૩

જાતસ્ય મરણુ ભૂતસ્ય વચનં,
વૈ જન્મ શાંતિ બહુ જીવ દુ:ખં;
તે દુ:ખ છેદન્તિ દેવાધિદેવા, જે જન્મ. શરણું ત્વમ૦ ૪

ચારિત્ર હિનો નર જન્મ મધ્યે,
સમ્યગ્ રત્નં પરિ પાલયંતિ;
તે જીવ સિધન્તિ દેવાધિદેવા, જે જન્મ શરણું ત્વમ૦ ૫

મૃદુ વાકય હિનો કઠિનસ્ય ચિત્તે,
પરજીવ નિંદે મનસાવ બંધે;
તે બંધ છેદન્તિ દેવાધિદેવા;
જે જન્મ શરણું ત્વમ્ શાન્તિનાથં. ૬

પરદ્રવ્ય ચોરી પરદાર સેવા,
હિંસાનિ કાંક્ષાનિ અનિવૃત્ત બંધ;
તે બંધ છેદન્તિ દેવાધિદેવા, જે જન્મ શરણું ત્વમ૦ ૭

પુત્રાણિ મિત્રાણિ કલત્રાણિ બંધ,
બહુ બંધ મધ્યે ઇહ જીવ બદ્ધ;
તે બંધ છેદન્તિ દેવાધિદેવા,
જે જન્મ શરણું ત્વમ્ શાતિનાથં. ૮

જપતિ પઠતિ નિત્યં, શાન્તિનાથાદિ શુદ્ધં;
સ્તવન મદનરાયા પાપતાપાપહારં; શિવસુખ નિધિપોત:
સર્વ સત્વાનુકંપં; કૃત મુનિ ગુણભદ્રં, ભદ્રકાયેષુ નિત્યં. ૯

## ૨૭ શ્રી નેમનાથ જિન ચૈત્યવંદન.

રાજુલ વર શ્રી નેમનાથ, શામળીઓ સારો;
શંખ લંછન દશ ધનુષ દેહ, મનમોહન ગારો. ૧
સમુદ્રવિજયરાય કુલ તિલો, શીવાદેવી સુત પ્યારો;
સહસ્ર વર્ષનું આઉખું, પાળી સુખકારો. ૨
ગીરનારે મુક્તિ ગયા એ, શૌરીપૂરે અવતાર;
રૂપવિજય કહે વાલહો, જગજીવન આધાર. ૩

---

## ૨૮ શ્રી નેમનાથ જિન ચૈત્યવંદન.

ૐ નમો વિશ્વનાથાય, જન્મતો બ્રહ્મચારીણે;
કર્મવલ્લી વનચ્છેદ, નમયેડરિષ્ટ નેમયે. ૧
યદુવંશ સમુદ્રેંદુ: કર્મ કક્ષ હુતાશન:
અરિષ્ટ નેમિર્ભગવાન્, ભૂયાદ્રોડ રિષ્ટનાશન: ૨
અનંત પરમાનંદ, પુર્ણધામ વ્યવસ્થિત:
ભવંતં ભવતા સાક્ષી, પશ્યતીહાં જિનોખિલ: ૩
સ્તુવંત સ્તાવકં બિંબં, મન્યથા કંથમીદ્દશં;
પ્રમોધતિ શયશ્ચિત્તે, જાય તે ભુવનાતિગ: ૪

---

## ૨૯ શ્રી નેમનાથ જિન ચૈત્યવંદન.

નેમનાથ બાવીશમા, અપરાજીતથી આય;
સૌરીપુરમાં અવતર્યા, કન્યારાશિ સુહાય. ૧
યોનિ વાઘ વિવેકીને, રાક્ષસ ગણ અદ્દભુત;
રિખ ચિત્રા ચોપન દિન, મૌનવંતા મનપુત. ૨
વેતસ હેઠે કેવલીએ, પંચસયાં છત્રીસ;
વાચં યમશું શિવવર્યા, વીર નમે નિશદિશ. ૩

---

## ૩૦ વીસસ્થાનકે તપના કાઉસ્સગ્ગનું ચૈત્યવંદન.

ચોવીસ પન્નર પીસ્તાલીસનો, છત્રીશનો કરીએ;
દસ પચવીસ સત્તાવીસનો, કાઉસ્સગ્ગ મન ધરીએ. ૧
પંચ સડસઠિ દસ વલી; સિત્તેર નવ પણ વિસ;
બાર અડવીસ લોગસ્સતણો, કાઉસ્સગ્ગ ધરો ગુણીસ ૨
વીસ સત્તર ઇગવન્ન, દ્વાદશાન પંચ;
ઇણીપરે કાઉસ્સગ્ગ જો કરે, તો જાએ ભવ સંગ. ૩
અનુક્રમે કાઉસ્સગ્ગ મન ધરો, ગુણી લેજ્યો વીસ;
વીસ સ્થાનક ઇમ જાણીએ, સંક્ષેપથી લેસ. ૪
ભાવ ધરી મનમાં ઘણોએ, જો એક પદ આરાધે;
જિન ઉત્તમ પદ પદ્મને, નમી નીજ કારજ સાધે. ૫

---

## ૩૧ શ્રી વર્દ્ધમાનતપનું ચૈત્યવંદન.

બે કર જોડી પ્રણમીયે, વર્દ્ધમાન તપ ધર્મ;
ત્રિકરણ શુદ્ધે પાળતાં, ટાલે નિકાચીત કર્મ. ૧
વર્દ્ધમાન તપ સેવીને, કેઇ પામ્યા ભવપાર;
અંતગડ સૂત્રે વર્ણવ્યા, વંદું વારંવાર. ૨
અંતરાય પંચક ટલે એ, બાંધે જિનવર ગોત્ર;
નમો નમો તપ રત્નને, પ્રગટે આતમ જ્યોત. ૩

---

## ૩૨ શ્રી ઉપદેશકનું ચૈત્યવંદન.

ક્રોધે કાંઈ ન નીપજે, સમકિત તે લુંટાય;
સમતા રસથી ઝીલીએ, તો વેરી કોઇ ન થાય. ૧
વહાલા શું વઢીએ નહિ, છટકી ન દીજે ગાળ;
થોડે થોડે છંડીએ, જિમ છંડે સરોવર પાળ ૨

અરિહંત સરખી ગોઠડી, ધર્મ સરીખો સનેહ;
રત્ન સરિખાં બેસણાં, ચંપક વર્ણી દેહ. ૩
ચંપકે પ્રભુજી ન પૂજ્યા, ન દીધું મુનિને દાન;
તપ કરી કાયા ન શોષવી, કીમ પામશો નિર્વાણ. ૪
આઠમ પાખી ન ઓળખી, એમ કરે શું થાય;
ઉન્મત્ત સરખી માંકડી, ભોંય ખણંતી જાય. ૫
આંગણે મોતી વેરીયા, વેલે ચિંટાળી વેલ;
હીરવિજય ગુરૂ હીરલો, મારૂં હૈડું રંગના રેલ. ૬

---

# સ્તવન સંગ્રહ.

## ૧ શ્રી ૧૩૫ નામગર્ભીત પાર્શ્વનાથજિન સ્તવન.

॥ ઢાલ એકવીસાની ॥

પ્રભુ પ્રણમું રે સુખદાયક શંખેશ્વરો, ગોડિ મંડણોરે પાલવિહાર પંચાસરો; કરસ્યોરીરે ભાભો તિમ અજાહરો, જીરાઉલીરે ફલવર્ધિને અમીઝરો ॥ત્રુટકા॥ મુકુટેસરો કલિકુંડ શામલ અંતરીક ને થંભણો નવખંડ મહુયરી પાર્શ્વ શેત્રુંજો, કુક્કુડેશ્વર બંભણો નાગદ્રહો નવપલ્લવો; તિમ અવંતી, ચિંતામણી, નારિંગપુર, કરહેડ દાદો પાર્શ્વજીન ત્રિભુવન ધણી. ૧ નમું મગશીરે ગાડરીયો રાધનપુરે, પોસીણોરે નવલખ્ખો દીવ બંદરે; મોરવાડેરે ચોરવાડિ, ઈડરગઢે બહેલજોરે, બરડો તિમ જૂનાગઢે ॥ત્રુટકા॥ તેમ ગઢ પાવાપુર વિલોડ ખેરાલુ કાલાંવડે, ધોલકે ગંધારિ ગાજે થંભ તીરથ કોરડે, નાહુલ ને નાડોલાઈ નયરે, આબુ ચૌમુખ ચિત્ત હરો, દિગવાટી પાંડવઘાટ, સોહાવે સહસફણો સોવનગિરો ॥૨॥ ભલે ભાવેરે ભટેવો જોજાપુરે, કાપરડારે સાદડીયે સાંડેશ્વરો, વરકાણોરે ઉજ્જેણી વાણારસી, ભિન્નમાલો રે બેડા-

સ્વર્ગસ્થ શા. ડાહ્યાભાઇ શોભારામના માતુશ્રી



સ્વર્ગસ્થ–ગજરાબાઇ.

હુશી ॥ત્રુટકા॥ તિમ વશી કુંભલમેર, કુંતીનયરે જોધપુરે જયો, નાગોરી ઝંઝુવાડી સુરત, મેડતે જીનવર ઠયો, વડનગરે આરાસણ સોહાવે, નવેનગરે ઉદયાગિરે, કાચેલી મગલોર ચંપાપુરે તિમ રાણકપુરે. ॥૩॥ ધંધાણીરે પીપાડ રાજગૃહી, ચિત્તોડરે જેસલમેર માંહી સહી, નીકોડારે સિદ્ધપુરે વિજાપુરે, બિલાડેરે કપ્પડવાડિ પોરબંદરે ॥ત્રુટકા॥ મનહરે માણીકસ્વામી, વાડી ભીડભંજન અતિ ભલો, સુલતાન દેવક પટ્ટણે,તિમ નાડિયે પ્રભુ નિરમલો, સીરોડીયે, સમ્મેતશિખરે, શીરોહી ગોપાચલે, ધંધુકે ગામે દિલ્લિનયરે, રાવણો મહિમંડલે ॥૪॥ મહિશાણેરે ઘૃતકલ્લોલ વડાલિઆ, તિમ કેટકોરે તિવરી લોઢણ ભડલિયો, તિમ મેડતેરે બાહડમેર જુહારિયે બુહારે બીકાનેર જુહારીયે ॥ત્રુટકા॥ જુહારિયે પ્રભુ રામસેણે, માંડલે અચલેપુરે, અહિચ્છતિ ગામે ભલે ઠામે, તિમવલિ તાપસપુરે, વટપદ્ર મંડણ નાગપુરવરે, સમીઆણે બીબીપુરે, જાખેલ કુંકુમ રોલે, સંખલપુરે તિમ ફતેપુરે. ॥૫॥ ચારૂપેરે મેહમદાવાદી, હમીરપુરે સાંગાનેરરે, માલપુરે મથુરાપુરે જગવલ્લભરે, સુખસાગરે ચિત્ત ધારિયે, જોટિગારે ભીલડીઆ સંભારિયે ॥ત્રુટકા॥ પાંત્રીશ અધિકા નામ એકશત. (૧૩૫) નિત્ય પ્રત્યે સમરે સદા, સુગતિ સુખ સંયોગ સઘલા, પામિયે બહુ સંપદા, પાર્શ્વપ્રભુના નામ ધ્યાવે, શુદ્ધ સમકિત તે લહે, કવિરાજ શ્રી ધીરવિમલ શિષ્ય, નયવિમલ કવિ એમ કહે. ૬

## ૨ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથજિન સ્તવન.

જીનપતિ અવિનાશી કાશી ધણીરે,
મનની આશા પુરણ હાર હો, જીનપતિ ચિંતામણી રે,
જીનપતિ અશ્વસેન કુલ ચંદલોરે,
વાલો મારો વામા માત મલ્હાર હો. જીનપતિ૦ ૧
જીનપતિ ત્રણ ભુવન શીર સેહરોરે,
સેવે ચોસઠ સુરપતિ પાય હો, જીનપતિ૦
જીનપતિ નાચે નવ નવા છંદ શું રે,
સુર વધુ મધુર સ્વરે ગુણ ગાય હો. જીનપતિ૦ ૨
જીનપતિ તુજ રૂપે રતિ પતિ જીસોરે,
અંગથી બાજુ થયો અવલંબ, જીનપતિ૦
જીનપતિ તુજ ઉપમા જગકો નહિરે,
તું છે ગુણરાશીનો સંગ. જીનપતિ૦ ૩
જીનપતિ નાગપતિ કર્યા નાગજોરે,
કરૂણા કરી દીધો નવકાર હો. જીનપતિ૦
જીનપતિ સોલ સહસ અણગારથીરે,
સાહુણી અડત્રીસ સહસ વિસ્તાર હો. જીનપતિ૦ ૪
જીનપતિ ધરણેન્દ્ર પદ્માવતીરે,
સેવે પાર્શ્વ યક્ષ વળી પાય હો, જીનપતિ૦
જીનપતિ જાદવની નાઠી જરારે,
તો હવે અમને કરો સુપસાય હો. જીનપતિ૦ ૪
જીનપતિ પાસ આશા મુજ પુરવેરે,
સાચો શંખેશ્વર મહારાજ હો. જીનપતિ૦
જીનપતિ શ્રી ગુરૂ પદ્મવિજય તણોરે,
માગે 'રૂપવિજય' શીવરાજ હો, જીનપતિ૦ ૬

---

## ૩ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથજિન સ્તવન.

શ્રી ચિંતામણી પાર્શ્વજી રે, વાત સૂણો એક મોરી રે;
માહરા મનના મનોરથ પૂરજો,
હું તો ભક્તિ ન છોડું તોરી રે. શ્રી૦ ૧

માહરી ખિજમતમાં ખામી નહિ રે,
તાહરે ખોટ ન કાંઇ ખજાને રે;
હવે દેવાની શી ઢીલ છે, કહેવું તે કહીયે છાને રે. શ્રી૦ ૨

તેં ઉરણ સવિ પૃથિવી કરીરે, ધન વરસી વરસી દાને રે;
માહરી વેળા શું એહવા, દીઓ વાંછિત વાળો વાનરે. શ્રી૦ ૩

હું તો કેડ ન છોડું તાહરી રે,
આપ્યા વિણ શિવસુખ સ્વામી રે;
મુરખ તે ઓછે માનશે, ચીંતામણી કરયલ પામી રે. શ્રી૦ ૪

મત કહશ્યો તુજ કર્મે નથી રે, કર્મે છે તો તું પામ્યો રે,
મુજ સરીખા કીત્રા મોટકા,
કહો તેણે કાંઇ તુજ થામ્યો રે. શ્રી૦ ૫

કાલ સ્વભાવ ભવિતવ્યતા રે,
તે સઘળા તારા દાસો રે;
મુખ્ય હેતુ તું મોક્ષનો એ,
એ મુજને સબલ વિશ્વાસો રે. શ્રી૦ ૬

અમે ભકતે મુકિતને ખેંચશું રે,
જિમ લોહને ચમક પાષાણો રે;
તુમે હેજે હસીને દેખશો,
કહશો સેવક છે સપરાણો રે. શ્રી૦ ૭

ભક્તિ આરાધ્યા ફળ દીએ છે,
ચિંતામણી પણ પાષાણો રે;

વળી અધિકું કંઈ કહાવશો,
એ ભદ્રક ભક્તિ તે જાણો રે. શ્રી૦ ૮
બાળક તે જિમ તિમ બોલતો રે,
કરે લાડ તાતને આગે રે;
તે તેહશું વાંછિત પૂરવે,
બની આવે સઘળું રાગે રે. શ્રી૦ ૯
માહરે બનનારૂં તે બન્યું જ છે રે,
હું તો લોકને વાત શિખાવું રે;
વાચક જશ કહે સાહિબા,
એ ગીતે એ ગુણ ગાવું રે. શ્રી૦ ૧૦

---

## ૪ શ્રી બીજ તિથિનું સ્તવન.

### દુહા

સરસ વચન રસ વરસતી, સરસતી કળા ભંડાર;
બીજ તણો મહિમા કહું, જિમ કહ્યો શાસ્ત્ર મોઝાર. ૧
જંબુદ્વીપના ભરતમાં, રાજગૃહી ઉદ્યાન;
વીર જિણંદ સમોસર્યા, વાંદવા આવ્યા રાજન. ૨
શ્રેણિક નામે ભુપતિ, બેઠા બેસણ ઠાય;
પૂછે શ્રી જિનરાયને, દ્યો ઉપદેશ મહારાય. ૩
ત્રિગડે બેઠા ત્રિભુવનપતિ, દેશના દિયે જિનરાય;
કમળે સુકોમળ પાંખડી, એમ જિન હૃદય સોહાય. ૪
શશિ પ્રગટે જિમ તે દિને, ધન્ય તે દિન સુવિહાણ;
એક મને આરાધતાં, પામે પદ નિર્વાણ. ૫

---

## ઢાળ ૧ લી

કલ્યાણક જિનના કહું, સુણ પ્રાણીજીરે;
અભિનંદન અરિહંત, એ ભગવંત, ભવિ પ્રાણીજીરે;
માઘ શુદી બીજને દિને, સુણ પ્રાણીજીરે,
પામ્યા શિવસુખ સાર, હરખ અપાર, ભવિ પ્રાણીજીરે; ૧

વાસુપૂજ્ય જિન બારમા, સુણ પ્રાણીજીરે,
એહ જ તિથે થયું નાણ, સફળ વિહાણ, ભવિ પ્રાણીજીરે,
સુણ પ્રાણીજીરે,
અષ્ટ કર્મ ચૂરણ કરી, ભવિ પ્રાણીજીરે, ૨
અવગાહન એકવાર, મુક્તિ મોઝાર,

સુણ પ્રાણીજીરે,
અરનાથ જિનજી નમું, ભવિ પ્રાણીજીરે,
અષ્ટાદશમા અરિહંત, એ ભગવંત; સુણ પ્રાણીજીરે,
ઉજ્વળ તિથિ ફાગણ ભલી ભવિ પ્રાણીજીરે, ૩
વરીયા શિવવધુ સાર, સુંદર નાર.

સુણ પ્રાણીજીરે,
દશમા શીતળ જિનેશ્વર, ભવિ પ્રાણીજીરે,
પરમપદની એ વેલ, ગુણની ગેલ, સુણ પ્રાણીજીરે,
વૈશાખ વદિ બીજને દિને,
મૂક્યો સરવે એ સાથ, સુર નર નાથ. ભવિ પ્રાણીજીરે, ૪

સુણ પ્રાણિજીરે,
શ્રાવણ શુદની બીજ ભલી, ભવિ પ્રાણીજીરે;
સુમતિનાથ જિન દેવ, સારે સેવ; સુણ પ્રાણીજીરે,
એણિ તિથિએ જિનજી તણા, ભવિ પ્રાણીજીરે, ૫
કલ્યાણક પંચ સાર, ભવનો પાર,

ઢાળ ૨ જી.

જગપતિ જિન ચોવીશમોરે લોલ, એ ભાખ્યો અધિકારરે,
ભવિક જન;
શ્રેણિક આદે સહુ મળ્યારે, શક્તિતણે અનુસારરે,
ભવિકજન, ભાવ ધરીને સાંભળોરે,
આરાધો ધરી ખંતરે, ભવિકજન! ભાવજન૦ ૧
દોય વરસ દોય માસનીરે, લાલ આરાધો ધરી હેતરે,
ભવિકજન૦
ઉજમણું વિધિશું કરોરે લાલ, બીજ તે મુક્તિ સંકેતરે.
ભવિકજન, ભાવ૦ ૨
માર્ગ મિથ્યા દૂરે તજોરે લાલ, આરાધો ગુણ થોક રે;
ભવિક૦
વીરની વાણી સાંભળીરે લાલ, ઉછરંગ થયા બહુ લોક રે,
ભવિકજન, ભાવ૦ ૩
એણિ બીજે કેઇ તર્યા રે લાલ, વળી તરશે કેઈ દાસ રે;
ભવિકજન૦
શશિ નિધિ અનુમાનથીરે લાલ, સઈસા નાગધર એષરે,
ભવિકજન, ભાવ૦ ૪
અષાડ શુદિ દશમી દિનેરે લાલ, એ ગાયો સ્તવન રસાળરે;
ભવિકજન૦
નવલવિજય સુપસાયથી રે લાલ, ચતુરને મંગળ માલરે,
ભવિકજન, ભાવ૦ ૫

કળશ

ઈમ વીર જિનવર, સયલ સુખકર, ગાયો અતિ ઉલટ ભરે,
અષાડ ઉજવળ દશમી દિવસે, સંવત અઢાર અઠ્ઠોતરે;
બીજ મહિમા એમ વર્ણવ્યો, રહી સિદ્ધપુર ચોમાસએ,
જેહ ભવિક ભાવે ભણે ગુણે, તસ ઘરે લીલવિલાસ એ. ૧

# શ્રી પંચમીતિથિનું સ્તવન.

## ઢાળ ૧ લી

(દેશી–રસીઆલી)

પ્રણમી પાર્શ્વ જિનેશ્વર પ્રેમશું, આણી ઉલટ અંગ;
ચતુર નર !
પંચમી તપ મહિમા મહિયલ ઘણો, કહેશું સુણજો રે રંગ.
ચતુર નર; ભાવ ભલે પંચમી તપ કીજીએ, ૧

ઈમ ઉપદેશે હો નેમી જીનેશ્વરૂ, પંચમી કરજો રે તેમ; ચતુર૦
ગુણમંજરી વરદત્તતણીપેરે, આરાધે ફળ જેમ. ચ૦ ભા૦ ૨

જંબૂદ્વીપે ભરત મનોહરૂ, નયરી પદ્મપુર ખાસ; ચતુર નર;
રાજા અજિતસેનાભિધ તિહાં કણે, રાણી યશોમતી તાસ,
ચતુર નર; ભાવ૦ ૩

વરદત્ત નામે હો કુંવર તેહનો, કોઢે વ્યાપી રે દેહ;
નાણ વિરાધન કર્મ જે બાંધીયું, ઉદયે આવ્યું રે તેહ;
ચતુર નર; ભાવ૦ ૪

તેણે નયરે સિંહદાસ ગૃહીવસે, કપૂરતિલકા તસ નારી; ચ૦
તસ બેટી ગુણમંજરી રોગિણી, વચને મુંગી રે ખાસ,
ચતુર નર; ભાવ૦ ૫

ચઉનાણી વિજયસેનસૂરીશ્વરૂ, આવ્યા તિણ પુર જામ; ચ૦
રાજા શેઠ પ્રમુખ વંદન ગયા, સાંભળી દેશના તામ.
ચતુર નર; ભાવ૦ ૬

પૂછે તિહાં સિંહદાસ ગુરૂ પ્રત્યે, ઉપજ્યા પુત્રીને રોગ; ચ૦
થઈ મુંગી વળી પરણે કો નહીં, એ શા કર્મના ભોગ.
ચતુર નર; ભાવ૦ ૭

ગુરૂ કહે પૂરવ ભવ તમે સાંભળો, ખેટક નયરે વસંત; ચ૦
શ્રી જિનદેવ તિહાં વ્યવહારીઓ, સુંદરી ગૃહણીનો કંત.
ચતુર નર; ભાવ૦ ૮
બેટા પાંચ થયા હવે તેહને, પુત્રી અતિ ભલી ચાર; ચ૦
ભણવા મૂકયા પાંચે પુત્રને, પણ તે ચપળ અપાર.
ચતુર નર; ભવ૦ ૯

---

ઢાળ ૨ જી. (સીરોહીનો ચેલો હોકે—એ દેશી)

તે સુત પાંચે હો કે, પઢણુ કરે નહિ,
રમતાં રમતાં હો કે, દિન જાયે વહી;
શીખવે પંડિત હો કે, છાત્રને સીખ કરી;
આવી માતાને હો કે, કહે સુત રૂદન કરી. ૧
માત અધ્યારૂ હો કે, અમને મારે ઘણું,
કામ અમારે હો કે, નહીં ભણવા તણું;
શંખણી માતા હો કે, સુતને શીખ દીયે,
ભણવા મત જાજો હો કે, શું કંઠ શોષ કીયે. ૨
તેડવા તુમને હોકે, અધ્યારૂ આવે,
તો તસ હણજો હો કે, પુનરપિ જિમ નાવે;
શીખવી સુતને હો કે, સુંદરીએ તિહાં,
પાટી પોથી હો કે, અગ્નિમાં નાંખી દીયા. ૩
તે વાત સુણીને હો કે, જિનદેવ બોલે ઇસ્યું,
ફીટ રે સુંદરી હો કે, કામ કર્યું કીસ્યું;
મૂરખ રાખ્યા હો કે, એ સર્વ પુત્ર તમે,
નારી બોલી હો કે, નવિ જાણું અમે. ૪
મૂરખ મોટા હો કે, પુત્ર થયા જ્યારે,
ન દીયે કન્યા હો કે, કોઇ તેહને ત્યારે;

કંત કહે સુણુ હો કે, એ કરણી તુમચી,
વચણુ ન માન્યાં હો કે, તેં પહેલાં અમચાં. ૫
એમ વાત સુણીને હો કે, સુંદરી ક્રોધે ચડી,
પ્રીતમ સાથે હો કે, પ્રેમદા અતિહિ વઢી;
કંતે મારી હો કે, તિહાંથી કાળ કરી,
એ તુમ બેટી હો કે, થઈ ગુણમંજરી. ૬
પૂર્વ ભવે એણે હો કે, જ્ઞાન વિરાધીયું,
પુસ્તક બાળી હો કે, જે કર્મ બાંધીયું;
ઉદયે આવ્યું હો કે, દેહે રોગ થયો,
વચને મુંગી હો કે, એ ફળ તાસ લહ્યો. ૭

ઢાળ ૩ જી. (દેશી—લલનાની.)

નિજ પૂરવ ભવ સાંભળી, ગુણમંજરીએ તાંહિ—લલના;
જાતિ સ્મરણ પામીયું, ગુરૂને કહે ઉત્સાહ,—લલના;
ભવિકા જ્ઞાન અભ્યાસીએ. ૧
જ્ઞાન ભલો ગુરૂજી તણો, ગુણમંજરી કહે એમ, લલના;
શેઠ પૂછે ગુરૂને તિહાં, રોગ જાવે હવે કેમ, લલના. ભવિ૦ ૨
ગુરૂ કહે હવે વિધિ સાંભળો, જે કહ્યો શાસ્ત્ર મોઝાર, લલના;
કાર્તિક શુદિ દિન પંચમી, પુસ્તક આગળ સાર, લ૦ ભ૦ ૩
દીવો પંચ દીવેટ તણો, કીજીએ સ્વસ્તિક સાર, લલના;
નમો નાણસ્સ ગુણણું ગણો, ચોવિહાર ઉપવાસ, લ૦ ભ૦ ૪
પડિક્કમણાં દોય કીજીએ, દેવવંદન ત્રણ કાળ; લલના;
પાંચ વરસ પાંચ માસની, કીજીએ પંચમી સાર, લ૦ ભ૦ ૫
તપ ઉજમણું પારણે, કીજીએ વિધિનો પ્રપંચ, લલના;
પુસ્તક આગળ મૂકવાં, સઘળાં વાનાં પાંચ, લલના. ભ૦ ૬
પુસ્તક ઠવણી પુંજણી, નવકારવાળી પ્રત, લલના;
લેખણ ખડીયા દાભડા, પાટી કવળી જુક્ત; લલના. ભવિ૦ ૭

અનુભવ કેરી મંજરી રે લોલ,
મોરે સમકિત વૃક્ષ રે સુ૦
શ્રુત ચારિત્ર ફળ ઉતરે રે લોલ,
તે ફળ ચાખજો શિષ્ય રે સુગુણનર૦ ૫

જ્ઞાનામૃત રસ પીજીએ રે લોલ,
સ્વાદ હયો સમ તંબોળ રે સુ૦
એણે રસે સંતોષ પામશો રે લોલ,
લેશો ભવનિધિ કુલ રે સુગુણનર૦ ૬

ઇણવિધ બીજ તુમે સદ્દહો રે લોલ,
છાંડી રાગને દ્વેષ રે સુ૦
કેવળ કમલા પામીએ રે લોલ,
વરીએ મુક્તિ સુવિવેક રે સુગુણનર૦ ૭

સમકિત બીજ જે સદ્દહે રે લોલ,
તે ટાળે નરક નિગોદ સુ૦
વિજય લબ્ધિ સદા લહો રે લોલ,
નિત્ય નિત્ય વિવિધ વિનોદ રે સુગુણનર૦ ૮

---

## ૩ શ્રી પાંચમની સજઝાય

અનંત સિદ્ધને કરૂં પ્રણામ, હૈડે સમરૂં સદ્‌ગુરૂ નામ,
જ્ઞાન પંચમીની કહું સજઝાય, ધર્મી જનને હુઈ સુખદાય. ૧

જગમાંહિ એક જ્ઞાન જ સાર, જ્ઞાન વિના જીવ ન લહે પાર,
દેવગુરૂ ધર્મ નવિ ઓળખે, જ્ઞાન વિના કર્મ વિષ થઈ. ૨

નવતત્ત્વાદિક જીવવિચાર, હૈડા ઉપર દેયસાર,
સાધુ શ્રાવકનો શુદ્ધ આચાર, જ્ઞાન લહિ જીવ ભવનો પાર. ૩

શ્રાવણ ... ... સમકિત દૃષ્ટિ તે સદ્દહ્યા,
કીધો કર્મ ... ... કહ્યા, બીજો કષાય આત્મા પ્રધાન. ૪
... ... જાણ,
... ... ત્રીજો સહી, ઉપયોગ આત્મા ચોથો અહિં,
... ... પાંચમો સાર, દર્શન આત્મા છઠ્ઠો ધાર. ૫
... આત્મા સાતમો વરો, વીરજ આત્મા અષ્ટમ મનધરો.
... ઉપાદેય હોય, હેય હોય ઉત્તમને હોય. ૬
જિનવર ભાષિત સર્વ વિચાર, ન લહે જ્ઞાન વિના નિરધાર,
જ્ઞાન પંચમી આરાધે ભલી, વિધિ સહિત નર દૂષણ વલી ૭
વરદત્ત ગુણમંજરીને જુઓ, કર્મ બંધન પુરવ ભવ હુઓ,
ગુરુ વચને આરાધી સહી, સૌભાગ્ય પંચમીમન ગહગહી. ૮
રોગ ગયો સુખ પામ્યા બહુ, એ અધિકાર પ્રસિદ્ધ શું કહું,
સંયમ લેઈ વિજયંતે જાય, એકાવતારી તે બેઉ થાય. ૯
મહાવિદેહમાંહી તે અવતરી, સંયમ લેઇ શિવનારી વરી,
એણી પેરે જે આરાધે જ્ઞાન, તે પામે નિશ્ચય નિર્વાણ. ૧૦
માનવભવ લેઈ કરો ધર્મ, જીમ તુમ છુટે સઘળાં કર્મ,
ઋદ્ધિ કીર્તિ વાધે ઘણી, અમૃત પદના થાવો ધણી. ૧૧

---

## ૪ શ્રી આઠમની સજઝાય

અષ્ટ કર્મ ચૂરણ કરી રે લાલ,
આઠ ગુણે પ્રસિદ્ધ મેરે પ્યારે રે,
ક્ષાયિક સમકિતના ધણી રે લાલ,
વંદું વં... ... સિદ્ધ મેરે૦ અ૦ ૧
અનંત જ્ઞાન દર્શન ... ... વીર્ય અનંત મેરે૦
અગુરૂ લઘુ સુખમય ... ... ૨

જેહની કાયા જેહવી રે લાલ, ઉણી ત્રીજે ભાગ મેરે૦
સિદ્ધ શિલાથી જોયણ રે લાલ, ૩
અવગાહના વીતરાગ મેરે૦ અ૦

સાદિ અનંત તિહાં ઘણી રે લાલ, સમય સમય તે જાય મેરે૦
મંદિર માંહી દિપાલિકા રે લાલ, ૪
સઘળું તેજ સમાય મેરે૦ અ૦

માનવ ભવથી પામીએ રે લાલ, સિદ્ધ તણા સુખ સંગ મેરે૦
એહનું ધ્યાન સદા ધરો રે લાલ, ૫
એમ બોલે ભગવઇ અંગ મેરે૦ અ૦

શ્રી વિજયદેવ પટ્ટો ધરૂ રે લાલ, શ્રી વિજયસેન સુરીશ મેરે૦
સિદ્ધ તણા ગુણ એ કહ્યા રે લાલ, ૬
દેવ દીએ આશીષ મેરે૦ અ૦

---

## ૫ શ્રી એકાદશીની સજઝાય

ગોયમ પૂછે વીરને સુણો ગોયમજી, મૌન એકાદશી કોણે કરી;
કોણે પાળી કોણે આદરી, ૧
સુણો સ્વામીજી, એહ અપૂર્વ દિન સહી.

વીર કહે સુણો ગોયમા, ગુણ ગેહાજી;
નેમ પ્રકાશી એકાદશી મૌન એકાદશી નિર્મલી, ૨
સુણો ગોયમજી ગોવિંદ કરે મલારસી.

દ્વારામતી નગરી ભલી, સુણો૦
નવ જોજન આરામ વસી,
છપ્પન્ન ક્રોડ જાદવ વસે, સુણો૦ ૩
કૃષ્ણ વિરાજે તેણી નગરી.

ઘાયલ જીમ રહે ઘુમતો, સુણો૦
કહ્યું ન માને નેહ પણે;
જીવ રૂળે સંસારમાં, સુણો૦
મોહ કર્મની સહીલાણી. ૧૦
અલ્પ સુખ સરસવ જે તું, સુણો૦
તે તું મેરૂ સમાન ગણે;
લોભે લંપટ વાહીઓ, સુણો૦
નવિ ગણે તે અંધ પણે. ૧૧
જ્ઞાની વિના કહો કુણ લહે સુણો૦
શું જાણે છદ્મસ્થ પણે;
અષ્ટમી એકાદશી ચતુર્દશી, સુણો૦
સામાયિક પોસહ કરે. ૧૨
ધર્મને દીવસે કર્મનો, સુણો૦
આરંભ કરે જે નરનારી;
નિશ્ચે સદ્‌ગતિ નવિ લહે, સુણો૦
અશુભ કર્મના છે ફળ ભારી. ૧૩
પંચ ભરત પંચ ઐરવતે સુણો૦
મહાવિદેહે તે પંચ ભણે;
કર્મભૂમિ સઘળી થઈ, સુણો૦
કલ્યાણક પંચસય ગણે. ૧૪
શ્રી નિશાળ સોમસૂરિ પ્રભુ, સુણો૦
તપગચ્છકો શિરદાર ગુણી;
તસ ગુરૂ ચરણ કમળ નમી, સુણો૦
સુવ્રત શેઠ સજઝાય ભણી. ૧૫

---

## ૬ શ્રી રોહીણીની સજઝાય

શ્રી વાસુપૂજ્ય જીણંદનો એ, મઘવાસુત મનોહાર,
જયો તપ રોહિણી એ, રોહિણી નામે તસ સુતાએ;
શ્રી દેવી માત મલ્હાર—જયો તપ૦,
કરે તસ ધન્ય અવતાર. જયો તપ૦ ૧

પદ્મપ્રભુના વચણથી એ, દુર્ગંધી રાજકુમાર. જયો તપ૦
રોહિણી તપ કરતાં ભવેએ, સુજસ સુગંધ વિસ્તાર જયો૦ ૨
નરદેવ સુરપદ ભોગવી એ, તે થયો અશોક નરિંદ જ૦
રોહિણી રાણી તેહની એ, દોયને તપ સુખકંદ. જ૦ ૩
દુરભિગંધા કામિની એ, ગુરૂ ઉપદેશ સુણંત. જ૦
રોહિણી તપ કરી દુઃખ હરીએ, રોહિણી ભવ સુખવંત. જ૦ ૪
પ્રથમ પારણા દિન ઋષભનો એ, રોહિણી નક્ષત્ર વાસ. જ૦
દ્વિવિધે કરી તપ ઉચ્ચરો એ, સાત વરસ સાત માસ. જ૦ ૫
કરો ઉજમણું પુરણ તપે એ, અશોક તરૂ તળે હોય, જ૦
બિંબ રયણ વાસુપૂજ્યનું એ, અશોક રોહિણી સમુદાય. જ૦ ૬
એકસો એક મોદક ભલા એ, રૂપા નાણું સમેત, જ૦
સાત સત્તાવીશ કીજીએ એ, વેશ સંઘ ભક્તિ હેત. જ૦ ૭
આઠ પુત્ર ચારે સુતા એ, રોગ શોક નવિ દીઠ, જ૦
પ્રભુ હાથે સંયમ લહ્યો એ, દંપતી કેવળ દીઠ. જ૦ ૮
કાંતિ રોહિણી પતિ જીસીએ, રોહિણી સુત સમરૂપ, જ૦
એ તપ સુખ સંપત્તિ દીયે એ, વિજય લક્ષ્મીસૂરિ ભૂપ. જ૦ ૯

## ૭ શ્રી દીવાળીની સજઝાય

દુઃખ હરણી દીપાલિકારે લાલ,
પરવ થયું જગ માંહિ ભવિ પ્રાણી રે,
વીર નિર્વાણથી થાપના રે લાલ, આજ લગે ઉચ્છાંહિ ભ૦ ૧
સમકિત દ્રષ્ટિ સાંભળો રે લાલ, સ્યાદ્વાદ ઘર ધોળીએ રે લાલ;
દર્શનની કરી શુદ્ધિ, ભ૦ ચારિત્ર ચંદ્રોદય બાંધિયે રે લાલ,
ટાલો રજે દુઃકર્મ બુદ્ધિ, ભ૦ ૨
સેવા કરો જિનરાયની રે લાલ, દિલ દોઠાં મીઠાશ, ભ૦
વિવિધ પદારથ ભાવના રે લાલ, તે પકવાનની રાશિ, ભ૦ ૩
ગુણિજન પદની નામના રે લાલ, તેહજ જુહાર ભટ્ટાર, ભ૦
વિવેક રતન મેરાઇયાં રે લાલ, ઉચિત તે દીપ સંભાર. ભ૦ ૪
સુમતિ સુવિનિતા હેજશું રે લાલ, મન ઘરમાં કરો વાસ, ભ૦
વિરતિ સાહેલી સાથશું રે લાલ,
અવિરતિ અલચ્છી નિકાસ. ભ૦ ૫
મૈત્રાદિકની ચિંતના રે લાલ, તેહ ભલા શણગાર, ભ૦
દર્શન ગુણ વાઘા બન્યા રે લાલ, પરિમલ પર ઉપગાર. ભ૦ ૬
પૂર્વ સિદ્ધ કન્યા પખે રે લાલ, જાનઇયા અણગાર, ભ૦
સિદ્ધ શિલા વર વેદિકા રે લાલ, કન્યા નિર્વૃત્તિ સાર. ભ૦ ૭
અનંત ચતુષ્ટય દાયજો રે લાલ, શુદ્ધ યોગ નિરોધ, ભ૦
પાણી ગ્રહણ પ્રભુજી કરે રે લાલ, સહુને હરખ વિબોધ. ભ૦ ૮
ઈણિ પરે પર્વ દીપાલિકા રે લાલ, કરતાં કોડ કલ્યાણ, ભ૦
જ્ઞાન વિમલ પ્રભુ ભક્તિશું રે લાલ, પ્રગટે સકલ ગુણખાણ. ભ૦૯

## ૮ શ્રી સિદ્ધચક્રજીની સજઝાય

સરસ્વતી માતા મયા કરો, આપો વચન વિલાસો રે,
મયણાસુંદરી સતી ગાઈ શું, આણી હેડે ભાવો રે. ૧
નવ પદ મહીમા સાંભળો, મનમાં ધરી ઉલ્લાસો રે,
મયણાસુંદરી શ્રીપાલને, ફળીયો ધર્મ ઉદારો રે. નવ૦ ૨
માલવદેશ માંહી વલી, ઉજેણી નયરી જામો રે,
રાજ્ય કરે તીહાં રાજીયો, પુહવીપાલ નરીંદો રે. નવ૦ ૩
રાય તણી મન મોહની, ધરણી અનોપમ હોય રે,
તાસ કૂખે સુતા અવતરી, સુરસુંદરી મયણાની જોડ રે. નવ૦ ૪
સુરસુંદરી પંડિત કને, શાસ્ત્ર ભણી મિથ્યાત્વ રે,
મયણા સુંદરી સિદ્ધાંતનો, અર્થ લીયો સુવિચારો રે. નવ૦ ૫
રાય કહે પુત્રી પ્રત્યે, હું તૂઠો તુમ જેહો રે,
વાંછિત વર માગો તદા, આપું અનોપમ જેહો રે. નવ૦ ૬
સુરસુંદરી એ વર માગીયો, પરણાવી શુભ ઠામો રે.
મયણાસુંદરી વયણાં કહે, કર્મ કરે તે હોય રે. નવ૦ ૭
કર્મે તુમારે આવીયો, વરો વરો બેટી એહો રે,
તાત આદેશે કર ગ્રહ્યો, વરીયો કુષ્ટી તેહો રે. નવ૦ ૮
આંબીલનો તપ આદરી, કોઢ અઢારનો ટાલો રે.
સદ્ગુરૂ આજ્ઞા શીર ધરી, હુઓ રાયશ્રીપાલ રે, નવ૦ ૯
તપ પ્રસાદે સુખ સંપદા, પ્રત્યક્ષ સ્વર્ગે પહુતો રે.
ઉપસર્ગ સવિ દૂરે ટલ્યા, પામ્યો સુખ અનંતો રે. નવ૦ ૧૦
દેશ દેશાંતર ભમી કરી, આવ્યો તે વરસાંતો રે,
નવરાણી પામ્યા ભલી, રાજ્ય પામ્યો મનરંગો રે. નવ૦ ૧૧
તપગચ્છ દિનકર ઉગીયો, શ્રી વિજયસેન સૂરીંદો રે.
તાસ શિષ્ય વિમલ એમ વિનવે,
સતીયોને નામે આણંદોરે. નવ૦ ૧૨

# ૯ શ્રી સિદ્ધચક્રજીની સજઝાય

શ્રી મુનિચંદ્ર મુનિશ્વર વંદીએ,
 ગુણવંતા ગણધાર સુજ્ઞાની,
દેશના સરસ સુધારસ વરસતા,
 જિમ પુષ્કર જળધાર. સુજ્ઞાની. શ્રી૦ ૧

અતિશય જ્ઞાની પર ઉપકારીઆ,
 સંયમ શુદ્ધ આચાર, સુજ્ઞાની
શ્રી શ્રીપાળ ભણી જાપ આપીઓ,
 કરી સિદ્ધચક્ર ઉદ્ધાર. સુજ્ઞાની. શ્રી૦ ૨

આયંબિલ તપ વિધિ શીખી આરાધીયો,
 પડિક્કમણાં દોય વાર સુજ્ઞાની,
અરિહંતાદિક પદ એક એકનું,
 ગુણણું દોય હજાર સુજ્ઞાની. શ્રી૦ ૩

પડિલેહણ દોય ટંકની આદરે,
 જીન પૂજા ત્રણ કાળ સુજ્ઞાની,
બ્રહ્મચારી વળી ભોંય સંથારે,
 વચન ન આળ પંપાળ સુજ્ઞાની. શ્રી૦ ૪

મન એકાગ્ર કરી આયંબિલ કરે
 આસો ચૈતર માસ સુજ્ઞાની,
શુદિ સાતમથી નવ દિન કીજીએ,
 પૂનમે ઓચ્છવ ખાસ સુજ્ઞાની. શ્રી૦ ૫

એમ નવ ઓળી એકાશી આયંબિલે,
 પૂરિ પૂરણ હર્ષ સુજ્ઞાની,
ઉજમણું પણ ઉદ્યમથી કરે,
 સાડા ચારે રે વર્ષ સુજ્ઞાની. શ્રી૦ ૬

એ આરાધનથી સુખ સંપદા,
જગમાં કીર્ત્તિ રે થાય સુજ્ઞાની,
રોગ ઉપદ્રવ નાસે એહથી,
આપદા દૂરે પલાય સુજ્ઞાની. શ્રી૦ ૭

સંપદા વાધે અતિ સોહામણી,
આણા હોય અખંડ સુજ્ઞાની,
મંત્ર જંત્ર તંત્ર કરી સોહતો,
મહિમા જાસ પ્રચંડ સુજ્ઞાની. શ્રી૦ ૮

ચક્કેશ્વરી જેહની સેવા કરે,
વિમલેશ્વર વળી દેવ સુજ્ઞાની,
મન અભિલાષ પૂરે સવિ તેહના,
જે કરે નવપદ સેવ સુજ્ઞાની. શ્રી૦ ૯

શ્રીપાળે તેણી પરે આરાધીઓ,
દૂર ગયો તસ રોગ સુજ્ઞાની,
રાજ ઋદ્ધિ દિન દિન પ્રત્યે વાધતો,
મનવાંછિત લહ્યા ભોગ સુજ્ઞાની. શ્રી૦ ૧૦

અનુક્રમે નવમે ભવ સિદ્ધિ વર્યા,
સિદ્ધચક્ર સુપસાય સુજ્ઞાની,
એણી પરે જે નિત્ય નિત્ય આરાધશે,
તસ જશ વાદ ગવાય સુજ્ઞાની. શ્રી૦ ૧૧

સંસારિક સુખ વિલસી અનુક્રમે,
કરીએ કર્મનો અંત સુજ્ઞાની,
ઘાતી અઘાતી ક્ષય કરી ભોગવે,
શાશ્વત સુખ અનંત સુજ્ઞાની. શ્રી૦ ૧૨

એમ ઉત્તમ ગુરુ વયણ સુણી કરી,
પાવન હુઆ બહુ જીવ સુજ્ઞાની,

પદ્મ વિજય કહે એ સુરતરૂ સમો,
　　આપે સુખ સદૈવ સુજ્ઞાની. શ્રી૦ ૧૪

---

## ૧૦ શ્રી સિદ્ધચક્રજીની સજ્ઝાય

ગુરૂ નમતાં ગુણ ઉપજે, બોલે આગમ વાણ,
શ્રી શ્રીપાલને મયણા, સદ્દાયે ગુણખાણ;
શ્રી મુનિચંદ્ર મુનીસર, બોલે અવસર જાણ. ૧
આયંબિલનો તપ વરણવ્યો, નવપદ નવે રે નિધાન,
કષ્ટ ટળે આશા ફળે, વાધે વસુધા વાન. શ્રી૦ ૨
રોગ જાએ રોગી તણા, જાયે શોક સંતાપ,
વ્હાલા વૃંદ ભેળા મળે, પુન્યે વધે ઘટે પાપ. શ્રી૦ ૩
આસો શુદિ સાતમ થકી, તપ માંડયો તનું હેત,
પુરો તપ પૂનમ લગે, કામિની કંત સમેત. શ્રી૦ ૪
ચૈતર શુદિ સાતમ થકી, નવ આયંબિલ નિરમાય,
ઈમ એકાદશી આયંબિલે, એ તપ પુરો થાય. શ્રી૦ ૫
રાજ્ય નીકંટક પાલતાં, નવ શત વરસ વોલીન,
દેશવિરતિ પણું આદરી, દીપાવ્યો જગજન. શ્રી૦ ૬
ગજ રથ સહસ તે નવ ભલા, નવ લાખ તેજી તુખાર,
નવકોડી પાય દલ ભલું, નવ નંદન નવ નાર. શ્રી૦ ૭
તપ જપ ક્રિયા ઉજવી, લાધું નવમું સ્વર્ગ,
સુર નરના સુખ ભોગવી, નવમે ભવ અપવર્ગ. શ્રી૦ ૮
હંસવિજય કવિરાયનો, જીમ જલ ઉપર નાવ,
આપ તર્યા પર ને તારવે, મોહન સહજ સ્વભાવ. શ્રી૦ ૯

---

## ૧૧ શ્રી ઋષભદેવ સ્વામીની (ઢાળ-૪) સજઝાય

### ઢાળ ૧ લી

માતાજી મરૂદેવીરે ભરતને ઇમ કહે,
ધન ધન પુત્ર જ મુજ કુળ;
તુજ અવતાર જો પણુ દાદીનાં દુખડાં,
તે નવિ જાણ્યા કેઇ વિધ
કરી તુજ આગળ કરું પોકારજો,
માતાજી મરૂદેવીરે ભરતને ઇમ કહે. ૧
જે દિનથી ઋષભજીએ દીક્ષા આદરી,
તે દિનથી મુજ આ સત્રણું ન ખમાય;
જો આંખલડી સલુણીરે થઇ ઉજાગરે,
રાત દિવસ મુજ નિદ્રા વિહુણા જાય જો. માતા૦ ૨
તુજ સરિખો કાંઇ પુત્રજ માહરે લાડકો,
તાતની ખબર ન લેતો દેશ પરદેશ જો;
જો અનેક સુખ વિલસે તું રંગ મહોલમાં,
ઋષભજી તો વનમાં વિરૂએ વેષ જો. માતા૦ ૩
ખરા રે બપોરે રે ફરતા ગોચરી,
શિર ઉઘાડે પાય અડવાણે જોય જો;
સરસ નિરસ ઉના જળ મેલાં કપડાં,
ઘર ઘર આંગણુ ફરતો દીઠું સોય જો. માતા૦ ૪
બાળ લીલા મંદિરિયે રમતો આંગણે,
યક્ષ વિદ્યાધર સોહમ ઇંદ્રને સંગ જો;
હું દેખી મનમાંહી હૈડે હીસતી,
ચોસઠ ઇંદ્ર આવી કરતા ઉમંગ જો. માતા૦ ૫
મ્હારાં રે સુખડાં તે સુત સાથે ગયાં,
દુઃખનાં હૈડે ચઢી આવ્યાં છે પૂર જો;

પૂરવની અંતરાય તે આજ આવી નહી,
કેઈ વિધે કરીને ધીરજ રાખું ઉર જો. માતા૦ ૬
પુરી અયોધ્યા કેરો સુત તું રાજીયો,
રાજ ઋદ્ધિ મંદિર બહોળો પરિવાર જો;
રાજધાનીના સુખમાં વાત ન સાંભરે,
રાત દિવસ રહેતો રંગ મહોલ મોઝાર જો. માતા૦ ૭
સહસ વરસ ઋષભજીને ફરતાં વહિ ગયા,
હજુ ખબર નહિ સંદેશો નહિ નામ જો;
એવું તે કઠણ રે હૈડું કેમ થયું,
સુગુણ સુતનાં એહવાં નવિ હોય કામ જો. માતા૦ ૮
ખબર કઢાવો સુભટ બહુધા મોકલી;
જુઓ તાત તણી ગતિ શી શી હોય જો,
સેવકના સ્વામીરે એહવું કહાવજો;
નિજ માતા દિન દિન વાટલડી જોય જો. માતા૦ ૯

---

ઢાળ બીજી.

ઓલંભો એણિ વિધ સુણી દાદી તણો,
ભરત લળી લળી બોલે મધુરી વાણ જો;
તુજ સુતની વાતો રે દાદી શી કહું,
કેઇ પુન્ય જાગ્યા દાદી તણા અપારજો. ઓ૦ ૧
પંચ મહાવ્રત સુધાં તુજ સુતે આદર્યાં,
ટાળ્યા મનના ક્રોધાદિક જે ચાર જો;
વેર વિરોધ ઇંદ્રિ રે પાંચે વશ કરી,
નવવાડે શુદ્ધ પાળે છે બ્રહ્મચર્ય જો. ઓ૦ ૨
પંચ આચાર ને વળી પંચ સુમતી ગ્રહી,
ત્રણ ગુપ્તિ આતમ વશ કીધો સોય જો;

સત્તાવીશ ગુણે રે કરીને શોભતા,
નિર્દોષી અણગાર મુનીશ્વર હોય જો. ઓ૦ ૩
બારે તે મસવાડા તપ પૂરા તપ્યા,
સંચિત કર્મ કર્યાં તે સઘળાં ચુરણ જો;
મોહ માયાનાં દળ સઘળાં ચુરણ કર્યાં,
ચઢતે પરિણામે લહિયા જે રણશુરજો. ઓ૦ ૪
સજ્જન કુટુંબની તેહને મન ઈચ્છા નહીં,
રાજ ઋદ્ધિ સિદ્ધિ તસ સકળ અકામ જો;
અંતે તે અળગું એ સઘળું જાણિયું,
તે છંડિ જઈ વિચર્યા અનેરે ધામ જો. ઓ૦ ૫
ધન તે દેશને ધન તે નગર સોહામણું,
ધન તેહની વન વાડી ધન શુભ ઠામ જો;
ધન્ય ભૂમિ જિહાં પ્રભુજી પગ માંડતા,
જેણે વાંદ્યા તેનાં સિદ્ધ હુઆં સવિ કામ જો. ઓ૦ ૬
ઋદ્ધિ અનંતી આગળ તુમ સુત પામશે,
શાશ્વતાં સુખ મુક્તિ કેરાં જોય જો;
થોડા રે દહાડામાં દાદી જાણજો,
કેવળ મહોત્સવ તુમ સુત કેરો હોય જો. ઓ૦ ૭
ઇમ દાદીને ધીરજ દેતો દિન પ્રતે,
સુણી સુણી દાદી ધીરજ ધરતી મન જો;
આશાને વિશુદ્ધિ રે માડી નિત રહે,
રોતી ઋષભનું ધ્યાન સુમનને તન જો. ઓ૦ ૮
સહસ વરસ ફરતાં ઈમ ઈણ વિધે થયાં,
કર્મ ખપાવી સમવસર્યા ઉદ્યાન જો;
ઉગમતે સૂરે રે રૂખ તળે ઉપન્યું.
ઝળોમળ જ્યોતિ નિર્મળ કેવળજ્ઞાન જો. ઓ૦ ૯

ઇણ અવસરમાં ભરત સભામાં વધામણી,
પુરિમતાળે પિતાને કેવળનાણ જો;
કરજોડી સેવક જન માંગે વધામણી,
ભવબંધનથી છોડી કરો નિર્વાણ જો ઓ૦ ૧૦

---

ઢાળ ૩ જી

નગરી અયોધ્યામાં રે આનંદ ઉપન્યો,
સુણી સુણી શ્રી આદીશ્વર સમવસરણ જો;
ભરતેશ્વરે દાદીને જઈ વધાવીયાં,
મુખથી કહેતા મીઠી અમૃત વાણ જો. નગરી૦ ૧
સુણો દાદી વધાઇ આજ છે માહરી,
પુરિમતાળે મુજ પિતાને કેવળજ્ઞાન જો;
ત્રિગડું રે રચિયું મળી ચોસઠ દેવતા,
ઇંદ્ર ઇંદ્રાણી ગંધર્વ કરતા ગાન જો ન૦ ૨
ચોસઠ ઇંદ્ર ત્રિગડે જિન પદ સેવતા,
દેવ દુંદભીના નાદ હુવે છે રસાળ જો;
દેવા ઘંટા ઝણકારની આભે ગર્જના,
છપ્પન કુમરી મંગળ બોલે વિશાળ જો ન૦ ૩
ત્રિગડા કેરી રચના દાદી શું કહું,
જોજન માંહી દીસે ઝાકઝમાળ જો;
સોવનમય કોશીશાં રત્ન હીરે જડયાં,
રત્ને તોરણ દીસે રંગ રસાળ જો ન૦ ૪
કનક સિંહાસન મધ્યે મણિરત્ને જડયું,
તિહાં બીરાજે ત્રિભુવન કેરા નાથ જો;
બારે તે પર્ષદા મિલી કાંઇ એકઠી,
નાચે અપસરા ઉત્સવ હુવે ઠાઠ જો ન૦ ૫

માતાજી વધાઈ ઈણ વિધ સાંભળી,
આરતિ છાંડી ઉલટ હેડે થાય જો;
સાત આઠ પગ સ્હામા જઇ નીચે નમી,
લળિ લળિ વંદે ઋષભ જિણંદના પાય જો ન૦ ૬

સહસ વરસનાં દુઃખડાં સર્વ મટી ગયાં,
ઉમંગ અંગ અંગે આનંદ રંગના રોળ જો;
ભરતેશ્વરનાં દાદી લેતા વારણાં,
પુત્ર હુઓ એ સારો તાહરો બોલ જો ન૦ ૭

માતાજી વંદન ઋષભ જિન કારણે,
પાખરિયો ઐરાવત હસ્તિ સાર જો;
બહુ મૂલા આભરણ તે વસ્ત્રજ પહેરિયાં,
સાથે સખી વળી સુભટને અસવાર જો ન૦ ૮

બહુ આડંબરે વંદન કારણ સંચર્યા,
પંચ શબ્દ તણા આગળ હોય અવાજ જો;
એક જીભે મુખથી કેમ જાએ વર્ણવ્યા,
ધન્ય જેણે તે નિરખ્યા સર્વે સાજ જો ન૦ ૯

ભાવે ચઢયાં માતાજી ચઢતે પરિણામશું,
ત્રુટી જાળી કર્મતણી જે ભુર જો;
દૂરથી ત્રિગડું રે નયણે નિરખતાં,
કેવળ લહ્યું જેમ ઉગ્યો અંબર સૂર જો ન૦ ૧૦

જન્મ મરણનાં દુઃખડાં રે સર્વે મટી ગય
શાશ્વતાં સુખ મુગતિ કેરાં પાય જો;
ગુણી પુરૂષના ગુણ ગાવે શુદ્ધ ભાવથી,
ઋષિ રાયચંદ વદે તેહ મુગતિ જાય જો ન૦ ૧૧

---

## ઢાળ ૪ થી

જંબુદ્વીપે હો ક્ષેત્ર ભરતમાં, વીર હો મુગતિનો હોય;
        અઢાર કોડાકોડી હો સાગરમાં ઠેરો કહ્યો,
મુગતિ ગયા નહિ કોય;
        માતાજી મરૂદેવીએ મુગતિનું ખોલ્યું બારણું. ૧
પહેલાં પહોત્યાં નિર્વાણ અંતક્રિયા તિહાં;
ભાખી હો સુત્ર ઠાણાંગમાં,
        આગમ વચન પ્રમાણ                    માતાજી૦ ૨
કોડ પૂરવ લગે હો સુવાસણ રહ્યાં સતી,
        નીત નીત નવલા રે વેષ;
ભર જોબન માંહી રહ્યાં હો, માતાજી જીવ્યાં જ્યાં લગે,
        કાળા ભરમ રહ્યા કેશ.                માતાજી૦ ૩
કેળ સરીખી કાયા હો ઉંચી ધનુષ પાંચશે,
        સોવન વર્ણ શરીર સુપનાની માંહી હો;
કદિય ન જાણ્યુ સાસરૂં નહિ કોઈ જાણ્યું પીયેર. માતાજી૦ ૪
        ઓષધ એક ન લીધું હો માજી જીવ્યાં જ્યાં લગે,
કદિ કસર ન હુઈ પેટ;
        માથું હાથ પગ હો પલક એક દુખ્યાં નહીં,
કોડ પૂરવ લગે ઠેઠ.                         માતાજી૦ ૫
        ચોસઠ હજાર પહેડી હો નજરે નિરખી આપણી,
દાદીજીએ કીધાં નામ;
        એકહિ મૂઓ કાને હો કોઈ નવિ સાંભળ્યો,
સુખ દીઠા સવિ ઠામ.                         માતાજી૦ ૬
        કોડ પૂરવ માંહી હો એકજ જણીયું જોડલું,
શ્રી મરૂદેવીજ માત, તુજ સરીખા બેટા હો કિણ હીએ;
        જનમ્યા નહી તીન ભુવનકે નાથ        માતાજી૦ ૭

દાય તો સુંદર હો સોવન વરણી શોભતી,
　　પરણી ઋષભ જિણંદ;
ભરતક્ષેત્રમાંહી હો વિવાહ પહેલો હુઓ,
　　સૂત્રમાં સર્વ સંબંધ　　　　　　　માતાજી૦ ૮
એકસો પુત્ર હો દાદીએ નયણે નિરખ્યા,
　　બ્રાહ્મી સુંદરી દાય સર્વ કબીલો સુખીયો હો;
દુઃખીયો એક ન દેખીયો એહવું પુણ્ય કેહનું ન હોય.
　　　　　　　　　　　　　　　　　માતાજી૦ ૯
　　ષટખંડ કેરો સ્વામી હો ભરત ભરતનો ધણી,
અરજ કર કરજોડ;
　　દાદીને પાટા લાગે હો મુજરો લેજ્યો માહરો,
સુખ અંગે મન મોહ　　　　　　　　માતાજી૦ ૧૦
　　હરતી હોદ્દે બેઠાં હો,
નજરે નિરખી પુત્રને, હરખે ઋષભને જોય;
　　મરૂદેવી માતા હો મનશું જીત્યાં મોહની,
કેહનું સગું નહિ કોય　　　　　　　માતાજી૦ ૧૧
　　કેવળ પામી હો માતાજી મુગતે ગયાં,
હસ્તિ હોદ્દે વીતરાગ;
　　પછે શિવ પહોત્યા હો અસંખ્યાતા કેવળી,
ખોલ્યો મુગતીનો માર્ગ　　　　　　માતાજી૦ ૧૨
　　સાધુ સાધ્વી હો તીર્થંકર ચોવીશમા,
પહોંત્યા મુગતી મોઝાર;
　　મરૂદેવી માતા હો મુગતિનો ખોલ્યો બારણો,
જડાયો જંબુકુમાર　　　　　　　　માતાજી૦ ૧૩
　　તીર્થંકર ચક્રી હો હળધર કેશવા,
વળી રાણાને રાય, એહવી માતા હો સ્ત્રી ન હુઇ ભરતમેં;
　　એકુ ચોવીશની માંય　　　　　　માતાજી૦ ૧૪

માજી સરીખાં સુખીયાં હો કાને કોઈ ન સાંભળયાં,
જોયુ સૂત્રે ઠેર ઠેર;
ઋષિ રાયચંદજી હો ઢાળો જોડી જુગતિશું,
આછો શહેર એજમેર માતાજી૦ ૧૫
સંવત અઢારસેં હો વરસ પંચાવને,
ગ્રીષ્મ જેઠજ માસ;
પૂજ્ય જેમલજી હો પુન્ય પસાયથી,
કીધો જ્ઞાન અભ્યાસ માતાજી૦ ૧૬

---

## ૧૨ નેમ રાજીમતીની સજઝાય

રાણી રાજુલ કરજોડી કહે, એ તો જાદવ કુલ શણગાર રે,
વાલા મારા ભવ રે આઠનો નેહલો,
પ્રભુ મત મેલો વિસારી રે. વાલા. ૧
વારિ હું જીનવર નેમજી, એક વિનતડી અવધાર રે, વાલા.
સુરતરૂ સરિખો સાહિબો,
હું તો નિત્ય નિત્ય ધરૂં દેદાર. વાલા૦ ૨
પ્રથમ ભવે ધનવંતીનો, તું ધન નામે ભરતાર રે, વાલા.
નિશાળે જાતાં મુજને, છાનો મેહ્યો મોતી કેરો હાર રે. વાલા૦ ૩
દીક્ષા લેઈ હરખે કરી, તિહાં દેવ તણો અવતાર રે, વાલા.
ક્ષણ વિરહ ખમતાં નહીં, તિહાં પણ ધરતાં પ્યાર રે. વાલા૦ ૪
ત્રીજે ભવે વિદ્યાધરૂ, તિહાં ચિત્રગતિ રાજકુમાર રે, વાલા.
ભૂપતિ પદવી ભોગવો, હું રત્નવતી તુજ નાર રે. વાલા૦ ૫.
મહાવ્રત પળી સાધુના, તિહાં ચોથે ભવે શિરદાર રે, વાલા.
આરણ્ય દેવલોકે બેઉ જણાં,
તિહાં સુખ વિલસે શ્રીકાર રે, વાલા૦ ૬

પાંચમો ભવ અતિ શોભતો, તિહાં નૃપ અપરાજિત સાર રે, વા૦
પ્રીતમવતી હું તાહરી થઈ, પ્રભુ હૈયાનો હાર રે. વાલા૦ ૭
ગ્રહી દિક્ષા હરખે કરી, તિહાં છઠે ભવે સુખકાર રે. વાલા.
મહેન્દ્ર દેવલોકમાં, તિહાં સુખ વિલસ્યાં વારંવાર. વાલા૦ ૮
શંખરાજા ભવ સાતમો, તિહાં જસોમતિ પ્રાણાધાર રે, વાલા.
વિશસ્થાનક તિહાં ફરસતાં, જીનપદ બાંધ્યું સાર રે. વાલા૦ ૯
આઠમે ભવે અપરાજીતે, તિહાં વરસ ગયાં બત્રીશ હજાર રે, વા૦
આહારની ઇચ્છા ઉપની, એ તો પુન્ય પ્રકાશ રે. વાલા૦ ૧૦
હરિવંશમાંથી ઉપની, મારી શિવાદેવી સાસુ મલ્હાર રે, વા૦
નવમે ભવે કયાં પરિહરો, પ્રભુ રાખો લોક વ્યવહાર રે. વા૦ ૧૧
એરે સંબંધ સુણી પાછલો, તિહાં નેમજી ભણે બ્રહ્મચારી રે, વા૦
હું તમને તેડવા કારણે, આવ્યા સસરાજીને વાસ રે. વા૦ ૧૨
અવિચલ કીધો એણે સાહિબો, રૂડો નેહલો મુક્તિ મોઝાર રે, વા૦
માની વચન રાજેમતી, તિહાં ચાલી પીયુડાની હાર રે. વા૦ ૧૩
ધન્ય ધન્ય જિન બાવીસમો, જિણે તારી પોતાની નાર, વાલા.
ધન્ય ધન્ય ઉગ્રસેનની નંદિની જે, સતીયોમાં શિરદાર. વા૦ ૧૪
સંવત સત્તર ઇકોત્તરે, તિણ શુભ વેળા શુભ વાર રે. વાલા.
કાન્તીવિજય રાજુલના, તિહાં ગુણ ગાય શ્રીકાર રે. વાલા૦ ૧૫

---

## ૧૩ શીખામણની સજઝાય

શીખામણ દેતાં ખરી રે. મૂઢ ન માને મન્ન,
સિલાએ જળ સિંચતાં રે, ઊગે નહીં જેમ અન્ન રે.
બેની ત્યાં બોલ ન બોલો એક, જ્યાં નહી વિનય વિવેક રે,
બેની એવા માણસ અનેક રે. બેની ત્યાં૦ ૧
શિક્ષા દીજે સંતને રે, જેહની ઉત્તમ જાત,
ફાટે પણ ફીટે નહીં રે, જિમ પડ પટોળે ભાત રે. બેની ત્યાં૦ ૨

વિંધટાવ્યાં વિઘટે નહીં રે, ગાળે ઘેલા થાય,
કસોટીયે કુંદન પરે રે, કસતાં નવિ ક્ષણ સાય રે. બેની ત્યાં૦ ૩
ડગ ડગ દિસે ડુંગરા રે, પગ પગ પાણી પૂર,
હીરાને અમૃત બંને રે, શોધ્યા ન જડે સનુર રે, બેની ત્યાં૦ ૪
આવળ રૂપે રૂઅડી રે, ડમરો મરવો જાત,
રૂપ રહિત સહુ આદરે રે, આવળ આદરે ન કોઈ રે બેની ત્યાં૦ ૫
આપ મતિલા આદમી રે, ઈચ્છાચારી અપાર,
હર્યાં દોર્યાં હારમાં રે, નાચે તે લગાર રે, બેની ત્યાં૦ ૬
પડસૂદી વાળી વળે રે, વાળી વળે વળી વેલ,
કુમાણસને કાષ્ટની રે, વાળી ન વળે વેલ રે, બેની ત્યાં૦ ૭
ઉદયરતન ઉપદેશથી રે, રીઝે જે પુરૂષ રતન,
તેહનાં લીજે ભામણાં રે, જે કરે શિયલ જતન્ન રે. બેની ત્યાં૦ ૮

---

## ૧૪ વૈરાગ્યની સજ્ઝાય

જીવ તું ઘેન માંહે પડયો, તારી નિદ્રાને વાર રે,
નરક તણાં દુઃખ દોહીલાં, સેવ્યાં તેં અનંતી વાર રે;
ચેતન ચેતજો પ્રણીયા. ૧
ધન કુટુંબને કારણે, રહ્યો તું રાત દિવસ રે,
લાખ ચોરાશીને ખોળીએ, કર્યાં તેં નિત નવા વેપ રે. ચે૦ ૨
જ્યારે જઇશ તિહાં કર્મ આગલે, ત્યાં તારા પડી રહેલા પાસ રે,
ભોગવ્યા વિના છુટકો નહિ, કર્યાં કર્મનો હ્રાસ રે. ચે૦ ૩
જેમ રે પંખી વાસો વસે, તેમ તું જાણ સંસાર રે,
આરે સંસાર અસાર છે, આઉખાનો ન કર વિશ્વાસ રે, ચે૦ ૪
ભવિક જીવ તુમે સાંભળો, પાળજો જીવ દયા સાર રે,
સત્યવિજય પંડિત ઇમ ભણે, પ્રભુ આવાગમન નિવાર રે. ચે૦ ૫

---

## ૧૫ કમલાવતીની સજઝાય

મોલે તે બેઠા મહારાણી કમલાવતી,
ઉડે છે જેણુરી ખેહ, સાંભળ હે દાસી,
જોઇ રે તમાસો ઇક્ષુકાર નગરીનો,
મનમાં તે ઉપન્યો સંદેહ, સાંભળ હે દાસી,
આજ રે નયરીમાં ખેપટ અતી ઘણી. ૧
કાંતો દાસી પરધાનનો દંડ લીધો,
કાંતો લુંટયા રાજાએ ગામ સાંભળ૦
કાંતો કોઇના ગાડાં નિસર્યાં,
કાં કોઇની પાડી રાજાએ મામ. સાંભળ૦ ૨
નથી રે બાઇજી પરધાનનો દંડ લીધો,
નથી રે લુંટયા રાજાએ ગામ, સુણ હો બાઇજી.
નથી કોઇનાં ધનનાં ગાડાં નીસર્યાં,
નથી કોઈની પાડી રાજાએ મામ, સુણ હો૦
હુકમ કરો તો ગાડાં અહીં ધરૂં. ૩
ભૃગુ પુરોહિતને જશા ભારજા,
વલી તેહના દોય કુમાર. સુણ હો૦
સાધુ પાસે જઇ સંયમ આદર્યો,
તેનું ધન લાવે છે આજ, સુણ હો૦ ૪
વયણ સુણીને માથું ધુણાવીયું.
બ્રાહ્મણ પામ્યો વૈરાગ્ય સાંભળ હે દાસી.
તેહની ઋદ્ધિ લેવી જુગતી નથી,
રાજાના મોટા છે ભાગ્ય સાંભળ૦
રાજાનો મત એ જુગતો નથી. ૫
મેલેથી ઉતર્યાં રાણી કમલાવતી,
આવ્યાં કંઈ ઠેઠ હજુર સાંભળ૦

વચન કહે છે ઘણાં આકરાં,
        જેમ કોપેથી ચઢીયો બોલે સાંભળ૦
બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો. ૬
વમ્યા તે આહારની ઇચ્છા જે કરે,
        કરે વળી શ્વાનને કાગ, સાંભળ૦
પેહેલું જે દાન દીધું હાથથી,
        તે પાછું લેતાં નાવે લાજ. સાંભળ૦ ૭
કાંતો રાણી તને ઝોલો લાગીયો,
        કાં કોઇએ કીધી મતવાલ, સાંભળ૦
કાં કોઇ ભુત વ્યંતરીએ છળી;
        કાં કોઇએ કીધી વિકરાલ. સાંભળ૦
        રાજાને કઠણ વચન નવિ કીજીએ. ૮
નથી રે મહારાજા ઝોલો લાગીયો,
        નથી કોઇએ કીધી મતવાલ, સાંભળ૦
નથી કોઇ ભુત વ્યંતરીએ છળી,
        નથી કોઇએ કીધી વિકરાલ, સાંભળ૦ ૯
જગ સઘળાનું ભેગું કરી, લાવે તારા ઘરમાંય, સાંભળ૦
તો પણ તૃષ્ણા છીપે નહિ, એક તારે ધર્મ સોહાય. સાંભળ૦ ૧૦
અગ્નિ થકી વન પરજળે, પશુ બળે તેહની માંય, સાંભળ૦
        એમ ચીંતવે, આહાર કરૂં ચિત લાય સાંભળ૦ ૧૧
એમ આજ્ઞાની આપશું, રાગ દ્વેષ ચિત્ત લાય. સાંભળ૦
કામભોગને વશ થઇ, ધન લેવાને લલચાય સાંભળ૦ ૧૨
એક દિન એહ ધન છાંડવું, પર ભવે સગું નહિ કોઇ, સાંભળ૦
પરભવ જાતાં એણે જીવને, ધર્મ સખાઇજ હોય, સાંભળ૦ ૧૩
તન ધન જોબન કારમું, ચંચળ વિજળી સમાન, સાંભળ૦
ક્ષણમાં આયુષ્ય ઘટે જિહાં.
        લોભી ચિત્ત ધરે રે ગુમાર. સાંભળ૦ ૧૪

ગરૂડ દેખી જેમ સર્પ હે, ભયે સંકોચે રે દેહ, સાંભળ૦
તિમ અનિત્ય ધન જાણીને, લાલચ છંડો રે તેહ, સાંભળ૦ ૧૫

ખગ મુખ માંસ લઇ નિસરે, ઇર્ષા કરે ખગ તામ, સાંભળ૦
તિમ પરધન ઋદ્ધિ દેખીને, મુરખ કરે રે વિચાર સાંભળ૦ ૧૬

આરે સંસાર અસાર છે, કાલ ઝપેટા રે દેત, સાંભળ૦
ઓચિંતો લેઈ જાયશે, ચેતી શકાય તો ચેત સાંભળ૦ ૧૭

એહવાં વચન સુણાવીને, રાણી વૈરાગ્યમાં આય, સાંભળ૦
સંયમ લેવા ઉતાવળી, આકુલ વ્યાકુલ થાય, સાંભળ૦
આજ્ઞા આપો તો સંયમ આદરૂં ૧૮

હાથી તે જેમ બંધન તજે, તેમ તજું કુટુંબ પરિવાર, સાંભળ૦
આજ્ઞા આપોને રાજવી, ઢીલ ન ક્ષણ સોહાય. સાંભળ૦ ૧૯

રત્ન જડિત રાય મહારૂં પાંજરૂં,
તેમાં સુડીલો મને જાણ સાંભળ૦
તેમ રે હું બેઠી તારા રાજ્યમાં,
રહેતા ન પામું કલ્યાણ. સાંભળ૦ ૨૦
મેળવ્યું ધન રહેશે ઇહાં, થોડું પણ નાવે સાથ સાંભળ૦
આગળ જાશો તો પાધરૂં,
સંબલ લેજો રે સાથ. સાંભળ ૨૧
રાણીનાં વચન સુણી કરી, બુઝ્યા કાંઇ ઇક્ષુકાર સાંભળ૦
એક ચિત્તે તન ધન જોબન જાણ્યા કારમા,
જાણ્યો સંસાર અસાર સાંભળ૦
એક ચિત્તે છએ જીવે તે સંયમ આદર્યો. ૨૨
ભૃગુ પુરોહિતને જશા ભારજા,
વલી તેહના દોય કુમાર, સાંભળ૦
રાજા સોતા રાણી કમલાવતી,
લીધો કાંઈ સંયમ ભાર સાંભળ૦ ૨૩

તપ જપ સંયમ સાધતાં, કરતાં કાંઇ ઉગ્રવિહાર, સાંભળ૦
કર્મ ખપાવી હુઆ કેવલી, હીરવિજય ગુરૂ એમ ભણે,
પહોંત્યા કાંઈ મુક્તિ મોઝાર સાંભળ૦ ૨૪

---

## ૧૬ સુકુમાલિકાની સજઝાય

### ઢાળ ૧ લી

વસંતપુર સોહામણું રે,
રાજ્ય કરે તિહાં રાય; સિંહસેન નૃપતિ રાજીયોરે;
રાણી સીહલ્યા નામ રે, પ્રાણી જુઓ જુઓ કર્મની વાત;
છાંડે પણ છુટે નહિ રે, કર્યાં કર્મ વિશેષરે. પ્રાણી જુઓ૦ ૧
સસીક ભસીક દોય તેહના રે, ઉપન્યા બાલકુમાર;
બાલિકા એક સુકુમાલિકા રે, રૂપ તણો ભંડાર રે. પ્રાણી૦ ૨
સસીક ભસીક સુકુમાલિકા રે, વાધે તે રૂપ વિવેક;
અનક્રમે મોટા થયા રે; જ્ઞાનાદિ ગુણ સુવિશેષ રે. પ્રાણી૦ ૩
સાધુ સમિપ દીક્ષા ગ્રહી રે, સસીક ભસિક સુકુમાર,
પછી તેહનું શું થયું રે, જુઓ જુઓ કર્મ વિટંબરે. પ્રાણી૦ ૪
ગામ નગર પુર વિચરતા રે, પાળે જીનવર આણ;
તપ કરતા અતિ આકરા રે, તોડે કર્મ નિદાન રે. પ્રાણી૦ ૫
બાલિકા એક સુકુમાલિકા રે; તેનું અનુપમ રૂપ,
વિવરીને હું વર્ણવું રે, જોવા આવે છે ભૂપ રે. પ્રાણી૦ ૬
ભ્રાતા દોય ચોકી કરે રે, મેલી કુળ આચાર;
રૂતુ ધરી ને ખમાવીયા રે, અઠ્ઠમ તપ અનુસાર રે. પ્રાણી૦ ૭
અંગોપાંગ હાલે નહિ રે, જીવ થયો અસરાલ;
કંઠે તો કાંટા પડે રે; મરણ માગ્યું સુકુમાલ રે. પ્રાણી૦ ૮
મરણ જાણી મેલી ગયા રે, થઇ ઘડી એક દોય;
શીતલ વાયો વાયરો રે, પ્રાણ સચેત ન હોય રે. પ્રાણી૦ ૯

ચાર દિશાએ જુએ વળી રે, વન મોટું વિકરાળ;
નયણે તો આંસુ ઝરે, બેઠી વડતરૂ છાંય રે. પ્રાણી૦ ૧૦

---

ઢાળ ૨ ૭

હુવે એક સમય આવ્યો પરદેશી, વેપારી વ્હેપાર રે,
પાંચસેં પોઠ ભરીને લાવ્યો, સાર્થવાહ શિરદાર,
જુઓ જુઓ જન્મ જરા જગ જોરો, કર્મ ન મેલે કેડો. ૧
પોઠ ઉતારી સરોવર તીરે, ભર્યું ઘોર ગંભીર રે,
વડ તળે મોટી વાદળી, છાંયા તેમાં ભર્યાં નીર. જુઓ૦ ૨
ઇંધણ પાણી જોવા સારૂ, ફરે અનુચર જોતા રે,
બેઠી બાળા વનમાં દેખી, ત્યાં કણે જઇ પહોંચ્યા. જુઓ૦ ૩
રે બાઈ તું એકલી વનમાં, ઇહાં કેમજ આવી રે;
કહે બેની સાંભળ વીરા, કર્મે સુજને લાવી. જુઓ૦ ૪
અનુચરે જઇને સંભળાવ્યું, સાર્થવાહની પાસે રે;
મહા વનમાં એક નારી અનુપમ, બેઠી વડતરૂ છાંય. જુઓ૦ ૫
ઇન્દ્રાણીને અપસરા સરીખી, રૂપા રૂપી ગાત્ર રે,
કહો તો અહીંયાં તેડીને લાવું, જોયા સરખી પાત્ર. જુઓ૦ ૬
સાર્થવાહ કહે તેડીને લાવો, વડી ન લગાડો વિલંબ રે;
અનુચર તેહને તેડીને લાવ્યો, સાર્થવાહની પાસ. જુઓ૦ ૭
વાત વિનોદ કરી સમજાવી, ભોળવી તે નારી રે,
સાર્થવાહે ઘરમાં બેસાડી, કર્મ તણિ ગતી ન્યારી. જુઓ૦ ૮
કર્મ કરે તે કોઈ ન કરે, કર્મે સીતા નારી રે;
દમયંતિ છોડી નળ નાઠો, જુઓ જુઓ વાત વિચારી.
જુઓ૦ ૯
સુકુમાલિકાએ મનમાં વિમાસી, છોડયો સંજમ જોગ રે;
સાર્થવાહના ઘરમાં રહીને, ભોગવે નિત્ય નવા ભોગ. જુઓ૦ ૧૦

ભાઇ પોતાના સંજમ પાળે, દેશ દેશાન્તર ફરતા રે;
અનુક્રમે તેહના ઘરમાં આવ્યા, ઘેર ઘેર ગૌચરી ફરતા. જુ૦ ૧૧
મીઠા મોદક ભાવ ધરીને, મુનીને વહોરાવ્યા રે;
મુનિ પણ મનમાં વિસ્મય પામ્યા, સમતા શું મન લાવી.
જુઓ૦ ૧૨
કહે બ્હેની સાંભળ વીરા, શી ચિન્તા છે તુમને રે;
મનમાં હોય તે કહો મુજ આગળ, જે હોય તમારા મનમેં.
જુઓ૦ ૧૩
તારા જેવી એક બ્હેન અમારી, શુદ્ધો સંજમ પાળી રે;
મોટું ફળ મરીને પામી, તે મનમાં શું વિમાશી. જુઓ૦ ૧૪
સુકુમાલિકા કહે સાંભળ વીરા, જે બોલ્યા તે સાચું રે;
કર્મે લખ્યું તે મુજને થયું છે, તેમાં નહિં કાંઇ કાચું. જુ૦ ૧૫

---

ઢાળ ૩ જી

મનમાં સમજ્યા હોય ભ્રાત વડેરો એમ કહે,
સાંભળ બેની વાત તે તો તું નવિ લહે,
નહિં કાંઇ તારો વાંક, પૂર્વ ભવ આંતરો,
નહિં કાંઇ તારો દોષ, રખે મન ધરો. ૧
આગળ સિદ્ધ્યા અનંત, સંજમથી લડથડયા,
તપને બળે વળી શીવમંદિરમાં તે ગયા,
આ સંસાર નાટક નવલો સહી,
તે દેખી મન રાચ્યો તુમે કાં શ્રીમતી. ૨
જેવો રંગ પતંગ કે સુખ સંસારનું,
ઝાકળ વરસ્યો પાન કે મોતી હારનું;
એમ મીઠે વયણે બેની પ્રીતિ બુઝવી,
સંયમ લહી મન શુદ્ધ વૈરાગી મન રૂળી. ૩

સમેત શીખર ગિરનાર, આબુની જાત્રા કરી,
વળી શત્રુંજય ગિરિરાજ, તેણે ફરસી કરી,
વનમાં રહ્યા એકાકી કે કાયા કેળવી,
વનચર જીવ અનેક તેને પ્રતિ બુઝવી. ૪
છઠ્ઠ અઠ્ઠમ ઉપવાસ આયંબીલ એકાસણું,
એમ તપ કરતાં કેઈ માસ, દીન કેટલા,
કર્મ રૂપી સુભટ હણ્યા તેણે તેટલા. ૫
એમ ઘોર તપ કરતા કાયા થઇ દુબળી,
ન રહ્યું લોહી માંસ કે હાડ ગયા ગળી,
સંલેખણ એક માસનું અણસણ આદરી,
એમ કરતા સુકુમાલિકા આયુ પુરણ કરી. ૬
એમ ચારિત્ર આરાધી ત્રિકરણ યોગથી,
પહોંચી દેવલોકમાંહી અંતે શિવગતી લહી.
સુમતિવિજયનો શિષ્ય રામવિજય એમ કહે,
ઘેર ઘેર મંગળ માળા કે સુખ સંપત્તિ લહે. ૭

---

## ૧૭ શ્રી પર્યુષણની સજઝાય

કોશંબી તે નયરી પધારીયા, વહોરવા તે શ્રી મહાવીર,
અભિગ્રહ એમ ચીંતવ્યો, તમે શું જાણો જગદીશ,
હો સ્વામી બ્રાહ્મણીએ જાઉં હો સદ્દગુરૂ. ૧
વ્હોરંતા નિત દહાડલે, મુનિ ભમતાં ઘર ઘર બાર,
સુખડી ઘેબર ઢાંકી મેલ્યા, એ તો મનમાં ન આણે લગાર,
હો સ્વામી બ્રાહ્મણીએ જાઉં હો સદ્દગુરૂ. ૨
રાજાના મહેલ લુંટી ગયા, લુંટી તે ચંપાપોળ,
નિજ સ્થાનક આવી રહ્યા, ત્યાંતો હાથી ઘોડાના ગંજ,
હો સ્વામી બ્રાહ્મણીએ જાઉં હો સદ્દગુરૂ. ૩

રાજાના મહેલ લુંટાઈ ગયા, લુંટી કરી ઘેર જાય,
સોપાલક મેડી ચડયો, ત્યાં તો દીઠાં છે ચંદનબાળા,
હો સ્વામી બ્રાહ્મણીએ જાઉં હો સદ્ગુરૂ. ૪
ચંદનબાલા ધારણી, હેઠા ઉતારી ત્યાંય,
ખંધે ચઢાવીને લેઈ ગયો,
એ તો બોલે છે કડવાં બોલ હો સ્વામી બ્રા૦ ૫
બાઈ તું મારે ઘેર ગોરડી, હું છું ત્હારો નાથ,
એવાં વચન જયારે સાંભળ્યાં,
ત્યારે ધારણીએ કીધો કાળ હો સ્વામી બ્રા૦ ૬
જીભ કચરીને મરી ગઈ, મરતાં ન લાગી વાર,
એ તો મરી ગઇ તતકાલ હો સ્વામી બ્રા૦ ૭
ખંધેથી હેઠા પડયા, ટળવળે તે ચંદનબાળ,
બાઈ તું મહારે ઘેર બેટડી, હું છું તાહરો તાત,
બાઈ ન કરીશ આપઘાત, હો સ્વામી બ્રા૦ ૮
ખંધે ચઢાવીને લેઈ ગયો, ઘેર છે ચેતા નાર,
જાઓ રે બજારમાં વેચવા,
ન કર જાઇશ રાજ પોકાર હો સ્વામી બ્રા૦ ૯
ખંધે ચઢાવીને લેઇ ગયો, વેચવા તે બજાર માંહી,
બજારમાંહી ઉભી કરી,
એને મુલવે કોશ્યાનાર હો સ્વામી બ્રા૦ ૧૦
લાખ ટકા એ બાઇને મુલવે, મોં માગ્યાં તે આપે મૂલ,
લાખ ટકાના બાઈ અંગલાખ
બાઈ તુમ ઘેર કેવો આચાર હો સ્વામી બ્રા૦ ૧૧
રાગ ઠાઠ બનાવવા, સજવા તે સોલ શણગાર,
હિંડાળા ખાટ હીંચવા,
અમ ઘેર ચાવવાં ચેલઈયા પાન હો સ્વામી બ્રા૦ ૧૨

મારો ભઠ પડયો અવતાર હો સ્વામી,
મેં શ્યાં કીધાં તાં પાપ હો સ્વામી.
મેં ના સમર્યા ભગવંત હો સ્વામી,
મેં ન આરાધ્યા અરિહંત હો સ્વામી;
મેં તોડી પુન્યની પાળ હો સ્વામી બ્રા૦ ૧૩
આકાશે ઉભા દેવતા, સાંભળી એવા બોલ,
એને વિકુર્વ્યા વ્યંતર વાંદરા હો સ્વામી બ્રા૦ ૧૪
કાન નાક વલુરીયા,
એતો નાશી ગઇ તતકાળ હો સ્વામી બ્રા૦ ૧૫
ખંધે ચઢાવીને લેઇ ગયો, વેચવા તે બજાર માંહી,
ચૌટા માંહિ ઉભી કરી,
એને મુલવે સુદર્શન શેઠ હો સ્વામી બ્રા૦ ૧૬
લાખ ટકાએ બાઇને મુલવે, મ્હોં માગ્યાં તે આપે મૂલ,
લાખ ટકાના ભાઇ અવલાખ,
ભાઇ તુમ ઘેર કેવો આચાર હો સ્વામી બ્રા૦ ૧૭
પોસહ પડિક્કમણાં અતિ ઘણાં, આયંબિલનો નહીં પાર,
ઉપવાસ એકાસણાં નિત્ય કરવાં,
અમ ઘેર પાણી ગળવા ત્રણ વાર હો સ્વામી બ્રા૦ ૧૮
મેં આરાધ્યા અરિહંત હો સ્વામી,
મેં સમર્યા ભગવંત હો સ્વામી.
મેં બાંધી પુન્યની પાળ હો સ્વામી બ્રા૦ ૧૯
શેઠ વખારેથી આવીયા, ચંદનબાળા તે ધુવે શેઠના પાય,
મુળાએ મનમાં ચિંતવ્યું,
એ તો નારી કરીને રાખી હો સ્વામી બ્રા૦ ૨૦
હાથે તે ઘાલ્યાં ડસકલાં, પગે તે ઘાલી હેડ,
મસ્તકે મુંડયા રે, વેણીના કેસ હો સ્વામી.
એમને ઘાલ્યાં છે ગુપ્ત ભંડાર હો સ્વામી બ્રા૦ ૨૧

પહેલું તે દહાડું તિહાં થયું, કયાં ગઈ તે ચંદનબાળ,
સરખી સહિયરોમાં ખેલવા,
એ તો ઘરમાં ન આવે લગાર હો સ્વામી બ્રા૦ ૨૨
બીજો તે દહાડો તિહાં થયો, કયાં ગઈ તે ચંદનબાળ,
તમે એને સોઢ ચઢાવી મેલી,
એ તો કહ્યું ન માને લગાર હો સ્વામી બ્રા૦ ૨૩
ત્રીજો તે દહાડો તિહાં થયો, કયાં ગઇ તે ચંદનબાળ,
તમે એને લાડવાઈ કરી મેલી,
એ તો સાતરમાં ન આણે લગાર હો સ્વામી બ્રા૦ ૨૪
ચોથું તે દહાડું તિહાં થયું, કયાં ગઇ તે ચંદનબાળ,
શેઠે કટારો કાઢીયો, હવે મારીશ મારે પેટ હો સ્વામી;
મુળાનાશી ગઇ તતકાળ હો સ્વામી બ્રા૦ ૨૫
શેઠે પાડોશીને પૂછીયું, કયાં ગઇ તે ચદનબાળ,
હાથે તે ઘાલ્યાં ડસકલાં, પગે તે ઘાલી હેડ,
મસ્તકે મુંડયા રે વેણીના કેશ હો સ્વામી બ્રા૦ ૨૬
શેઠે તાળાં તોડીયાં, કાઢયાં તે ચંદનબાળ,
એમને બેસાડયાં ઉંમરામાંય હો સ્વામી.
સુપડા ખુણે બાકુળા બેસાડી ચંદનબાળ,
શેઠજી લવારને તેડવા જાય હો સ્વામી બ્રા૦ ૨૭
છમાસીને પારણે, મુનિ ભમતા તે ઘેર જાય,
સઘળી જોગવાઈ તિહાં મલી,
પણ ન દીઠી આંસુની ધાર, હો સ્વામી બ્રા૦ ૨૮
ત્યાંથી તે પ્રભુ પાછા વળ્યા,
મારો ભઠ પડયો અવતાર હો સ્વામી;
મેં તોડી પુન્યની પાળ હો સ્વામી,
મેં ન સમર્યા ભગવંત હો સ્વામી.
મેં ન આરાધ્યા અરિહંત હો સ્વામી બ્રા૦ ૨૯

પાછું વાળીને જુવે તિહાં, દીઠી આંસુની ધાર,
સઘળી જોગવાઈ તિહાં મળી, ત્યાંતો વ્હોરાવે ચંદનબાળ;
વ્હોરાવી કરો તુમે પારણું,
તમારો સફળ થયો અવતાર હો સ્વામી બ્રા૦ ૩૦
હાથે તે થયો સોના ચુડલો, પગે તે થઈ સોનાની હેડ,
મસ્તકે થયા રે વેણીના કેશ હો સ્વામી.
સેંથો તે થયો મોતીની સેર હો સ્વામી બ્રા૦ ૩૧
શેઠજી લુવાર તેડીને આવીયા, શું થયું તે ચંદનબાળ,
પિતા તમારે પસાય હો સ્વામી.
એટલે આવ્યા મુળા માય, શું થયું તે ચંદનબાળ,
માતા તમારે પસાય હો સ્વામી બ્રા૦ ૩૨
દેશ દેશના રાજવી ચંદનબાળાને વાંદવા જાય,
તિહાં કને બાર ક્રોડ બત્રીશની વૃષ્ટિ થાય હો સ્વામી.
તિહાં કને નાટારંભ ઘણા થાય હો સ્વામી.
તિહાં કને દેવતાઈ વાજાં વાગે હો સ્વામી.
તિહાં કને અઠ્ઠાઇ મહોત્સવ ઘણા થાય હો સ્વામી.
તિહાં કને લબ્ધિવિજય ગુણ ગાય હો સ્વામી બ્રા૦ ૩૩

---

## ૧૮ શ્રી પર્યુષણપર્વની સજઝાય

પ્રથમ પ્રણમું સરસ્વતી પાય, આપી વાણી દો મુજ માય,
તુમ પ્રસાદે સજઝાય ભણું, દેશ તણું ફલ હૈડે ધરું. ૧
ચતુર ચોમાસું ભાદરવો માસ. સાહ સંઘ કેરી પૂરે આસ,
વર્ષ દિવસ દિન ત્રણસેં સાઠ. તેમાંથી કાઢયા અરિહંતે આઠ. ૨
અનંત કોટી હુવા કેવલી. તેણે પર્યુષણ કીધાં વલી.
પર્વ વડા પર્યુષણ તણો, દીન પુન્ય હુએ અતિ ઘણો. ૩

બેલા તેલા ને ઉપવાસ, અઠ્ઠાઇ કોઈ પચ્ચક્ખે માસ,
પોસહ પડિક્કમણાં ભાવે કરો, ભવ ભવ પાતીક દૂરે હરો. ૪
દેહરે જઇને વાંદો દેવ, સાધુ તણી નિત્ય કરજો સેવ,
ચૈત્યવંદન કરો ચિત્ત લાય, તેથી પાપ જ ખેરૂ થાય. ૫
સત્તર ભેદી ભવિ પૂજા કરો, ધૂપ દીપ લઈ આગળ ધરો,
કેસર ચંદન અગર કપૂર, પ્રતીમા પૂજો ઉગતે સૂર. ૬
ભણો સ્નાત્ર મંગલ આરતી, કલ્પસૂત્ર વાંચે તીહાં જતી,
ઝાલર તણો હુઓ ઝમકાર, વાજાં વાગે અનેક પ્રકાર, ૭
કરો ગુરૂ આગળ ગહુલી, ગાવે મન હુંશ ધરી,
સૂત્ર તણા અક્ષર સાંભળો, વેર વિરોધ સવિ દૂરે હરો. ૮
ભણો ભક્તામર ગણો નવકાર, અજી સંતો ગણજે ત્રણ વાર,
ઇરિયાવહીયા તસ્સ ઉત્તરી, લોગસ્સ ઉજ્જોઅગરે ભણજો ખરી. ૯
પર્યુષણમાં પાલે હરી, રોગ શોગ તસ જાય ખરી,
પર્યુષણમાં પાલે શીલ, તસ ઘર હોવે બહોળી લીલ. ૧૦
પર્યુષણમાં દીજે દાન, તસ ઘરે હોવે નવે નિધાન,
શ્રાવક ધર્મ વડો સંસાર, એવું જાણી કરજો નરનાર. ૧૧
શ્રાવક ધર્મથી પૂરણ શેઠ, સ્વયંપદ પહોંચ્યા મુક્તિ ઠેઠ,
એ ધર્મ કીધો શ્રી વીરવર્ધમાન, જેણે પ્રભુ દીધાં વરસીદાન. ૧૨
સજ્ઝાય ભણતાં એ ફલ હોય. શેત્રુંજય જાત્રા તણું ફલ જોય.
આબુ અષ્ટાપદ ગીરનાર, શેત્રુંજે જઇ કરો જુહાર. ૧૩
નંદીસર શ્રીમંધર સ્વામ, અઢીદ્વીપમાં ઉત્તમ ઠામ,
સુદર્શનશેઠ નમી કાઉસગ્ગ કીયો, શૂળી ફીટી સિંહાસન હુઓ. ૧૪
ચોવિસ જિનવર થાપ્યા રૂપ, વંદન આવ્યા મોટા ભૂપ,
ક્ષમાસાગર ગુણ ગંભીર, શીલ નીરમલ ગંગાનું નીર. ૧૫
તપગચ્છમાંહે ગૌતમસ્વામ, શીલ સુધર્મા સ્થૂલીભદ્ર નામ,
શ્રી વિજયાનંદસૂરિશ્વર રાય, તસુ પય જગ વલ્લભ ગુણ ગાય. ૧૬

---

## ૧૯ શ્રી પર્યુષણપર્વની સજઝાય

પહેલે દિન બહુ આદર આણી, કલ્પસૂત્ર ઘર આણો,
કુસુમ વસ્ત્ર કેસર શું પૂંજી, રાત્રિ જગે લીજે લાહો રે પ્રાણી;
કલ્પસૂત્ર આરાધો, આરાધી શીવસુખ સાધો રે ભવિજન,
કલ્પસૂત્ર આરાધો. ૧

પ્રહ ઉઠીને ઉપાશ્રયે આવી, પૂજી ગુરૂ નવ અંગે,
વાજિંત્ર વાજતાં મંગલ ગાવતાં,
ગહુંલી દીયે મનરંગે રે પ્રા૦ ક૦ ૨

મન વચ કાયા એ ત્રિકરણ શુદ્ધે, શ્રી જિનશાસન માંહે,
સુવિહિત સાધુ મુખથી સુણિયેં,
ઉત્તમ સૂત્ર એ માંહી રે. પ્રા૦ ક૦ ૩

ગિરિ માંહે જિમ મેરૂવડો ગિરિ, મંત્ર માંહે નવકાર,
વૃક્ષ માંહે કલ્પવૃક્ષ અનુપમ,
શાસ્ત્ર માંહે કલ્પસાર રે, પ્રા૦ ક૦ ૪

નવમા પૂર્વનું દશાશ્રુત, અધ્યયન આટમું જેહ,
ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ, ઉદ્ધર્યું કલ્પ એહ રે. પ્રા૦ ક૦ ૫

પહેલા મુનિ દશ કલ્પ વખાણો, ક્ષેત્ર ગુણ કહ્યા તેર,
તૃતીય રસાયન સરિખું એ સૂત્ર, પૂરવમાં નહિ ફેર રે. પ્રા૦ ક૦ ૬

નવસેં ત્રાણું વરસે વીરથી, સદા કલ્પ વખાણ,
ધ્રુવસેન રાજા પુત્રની આરતી, આનંદપૂર મંડાણ રે. પ્રા૦ ક૦ ૭

અઠ્ઠમ તપ મહિમા ઉપર, નાગકેતુ દૃષ્ટાંત,
એ તો પીઠિકા હવે સૂત્ર વાંચના,
વીર ચરિત્ર સુણો સંત. પ્રા૦ ક૦ ૮

જંબુદ્વીપમાં દક્ષિણ ભારતે, માહણકુંડ સુઠામ,
અષાડ સુદિ છઠે ચવિયા, સુરલોકથી અભિરામ રે. પ્રા૦ ક૦ ૯

રૂષભદત્ત ઘરે દેવાનંદા, કુખે અવતરિયા સ્વામી,
ચૌદ સુપન દેખી મન હરખી,
પિયુ આગલ કહે તામ રે. પ્રા૦ ક૦ ૧૦
સુપન અર્થ કહ્યો સુત હોશે, એહવે ઇંદ્ર આલોચે,
બ્રાહ્મણ ઘર અવતરીયા દેખી,
બેઠા સુરલોક શોચે રે. પ્રા૦ ક૦ ૧૧
ઈંદ્રે સ્તવી ઉલટ આણી, પૂરણ પ્રથમ વખાણ,
મેઘકુમાર કથાથી સાંજે,
કહે બુધ માણેક સુણી રે. પ્રા૦ ક૦ ૧૨

## ૨૦ શ્રી પર્યુષણપર્વની સજઝાય

શીખ સુણો સુખી માહરી, બોલે વચન રસાલ,
તુમ કુંખડીએ રે ઉપજ્યા, સોભાગી સુકુમાળ;
ત્રીશલા ગરભને સાચવે. ૧
તીખું કડવું કષાયલું, ખારા ખાટાની જાત,
મધુરા રસ નવી સેવીયે, વપુમલય પરિહાર. ત્રીશલા૦ ૨
અતિ ઉનું અતિ શીયલકું, નયણે કાજળ રેખ,
અતિ ભોજન નવિ કીજીએ, તેલ ન ચોપડ રેહ. ત્રી૦ ૩
સ્નાન વિલેપન તાહરૂં, મત જાણી દુઃખસાય,
હળવે મધુરે રે બોલીએ, આશી સુખની વાણ. ત્રી૦ ૪
ગાડે વહેલે હિંડોળતાં, ધબ ધબ ચીલ મ ચાલ,
અતિ શીયલ જગ સેવના, વીણસે પુત્રનાં કાજ. ત્રી૦ ૫
જેમ જેમ દોહલા રે ઉપજે, તેમ તેમ દેજો બહુમાન,
ભોગ સંયોગ ને વારજો, હોશે પુત્ર નિધાન. ત્રી૦ ૬
એણી પરે ગર્ભને પાલતાં, પુત્ર થયો શુભ ધ્યાન,
સંઘમાં જય જય સહુ કરે, હીરવિજય ગુણ ગાય. ત્રી૦ ૭

## ૨૧ શ્રી કામલત્તાની સજ્ઝાય

શી કહુ' કથની મારી રાજ, શી કહુ' કથની મારી,
અને કર્મે' કરી મહીયારી રાજ શી૦ ૧
શીવપુરના આધવદ્વીજની, હુ' કામલત્તાભિધ નારી,
રૂપ કલા ભર યૌવન ભાઇ, ઉરવશી ર'ભા હારી રાજ શી૦ ૨
પારણે કેશવ પુત્ર પોઢાડી, હુ' ભરવા ગઈ પાણી,
શીવપુરી દુશ્મનરાયે ઘેરી,
હુ' પાણીયારી લુ'ટાણી રાજ શી૦ ૩
સુભટાએ નિજ રાયને સોંપી, રાયે કરી પટરાણી,
સ્વર્ગના સુખથો પણ પતિ આધવ,
વિસરી નહિ ગુણખાણિ રાજ શી૦ ૪
વરસ પ'દરનો પુત્ર થયો તવ,
માધવદ્વીજ મુજ માટે, ભમતો યોગી સમ ગોખેથી;
દીઠો જતાં વાટે રાજ શી૦ ૫
દાસી દ્વારા દ્વીજને બોલાવી, દ્રવ્ય દેઇ દુઃખ કાપ્યુ',
ચૌદશ દિન મહાકાલી મ'દિરમાં
મલવુ' વચન મે' આપ્યુ' રાજ શી૦ ૬
કારમી ચૂકે ચીસ પોકારી મહી પતિને મે' કીધુ',
એકાકી મહાકાલી જાવા,
તુમ દુઃખે મે' વ્રત લીધુ' રાજ શી૦ ૭
વિસરી બાધા કોપી કાળી, પેટમાં પીડ થઈ ભારી,
રાય કહે એ બાધા કરશુ',
તિક્ષણ ચૂક મટી મારી રાજ શી૦ ૮
ચૌદશને દીન રાજા રાણી એકાકી પગપાળે,
મહીપતિ આગળને હુ' પાછળ,
પહોંચ્યા બેઉ મહાકાલી રાજ શી૦ ૯

રાજાએ નિજ ખડગ વિશ્વાસે મારા કરમાં આપ્યું,
જબ નૃપ મંદિરમાંહી પેસે,
તવ મેં તસ શિર કાપ્યું રાજ શી૦ ૧૦

રાયને મારીને પતિને જગાડું, ઢંઢોળતાં નવિ જાગે,
નાગ ડસ્યો પતિ મરણ ગયો તવ,
ઉભય ભ્રષ્ટ થઇ ભાગી રાજ શી૦ ૧૧

નાઠી વનમાં ચોરે લુંટી ગુણીકાને ઘેર વેચી,
જાર પુરૂષથી જારી રમતાં,
કર્મની વેલ મેં સીંચી રાજ શી૦ ૧૨

માધવ સુત કેશવ પિતૃ શોધે, ભમી ગુણિકાને ઘેર આવે,
ધન દેખી જેમ દૂધ માંજારી,
ગુણિકાને મન ભાવે રાજ શી૦ ૧૩

ગુણિકાએ નિજ મુજને સોંપ્યો, જાણ્યું ન મેં લલચાવ્યો,
ધિક ધિક પુત્રથી જારી ખેલું,
કર્મે નાચ નચાવ્યો રાજ શી૦ ૧૪

જારી રમતાં કાલ વીત્યો કાંઇ, એક દીન કીધી મેં હાંસી,
ક્યાંના વાસી ક્યાં જવાના,
તત્ર તેણે અથ ઇતિ પ્રકાશી રાજ શી૦ ૧૫

દૃઢ મન રાખી વાત સુણી મેં, ગુહ્ય મેં રાખી મારી,
પુત્રને કહ્યું તુમે દેશ સિધાવો,
મેં દુનિયા વિસારી રાજ શી૦ ૧૬

પુત્રને વળાવી કહ્યું ગુણિકાને, હા હા ધીક મુજ તુજને,
મહા પાતિકની શુદ્ધિ માટે,
અગ્નિનું શરણ હો મુજને રાજ શી૦ ૧૭

સરિતા કાંઠે ચેહ સળગાવી, અગ્નિ પ્રવેશ મેં કીધો,
કર્મે નદી પુરમાં તણાણી,
અગ્નિએ ભોગ ન લીધો રાજ શી૦ ૧૮

જલમાં તણાતી કાંઠે આવી, આહિરે જીવતી કાઢી,
મુજ પાપીણીને સઘરી ન નદીએ,
આહિરે કરી ભરવાડી રાજ શી૦ ૧૯

તે ભરવાડણ દહીં દૂધ લઇ, હું વેચવા પુરમાં પેઠી,
ગજ છુટયો કોલાહલ સુણીને,
પાણીયારીને હું નાઠી રાજ શી૦ ૨૦

પાણીયારીનું કુટયું બેડું, ધ્રુસકે રોવા લાગી,
દહીં દૂધની મટુકી મમ ફુટી,
હું તો હસવા લાગી રાજ શી૦ ૨૧

હસવાનું કારણ તેં પુછ્યું, વીરા અથ ઇતિ કીધું,
કેને જોઉં ને કેને રોઉં હું,
દૈવી દુઃખ અને દીધું રાજ શી૦ ૨૨

મહીયારીની દુઃખની કહાણી, સુણી મૂર્છા થઇ દ્વિજને,
મૂર્છા વળી તવ હા હા ઉચરે,
દ્વિજ કહે ધીક ધીક મુજને રાજ શી૦ ૨૩

મા દીકરો બેઉ પસ્તાવો કરતાં, જ્ઞાની ગુરૂને મળીયા,
ગુરૂની દીક્ષા શિક્ષા પામી, ભવના ફેરા ટળીયા રાજ શી૦ ૨૪

એક ભવે ભવ બાજી રમતાં, ઉલટ સુલટ પડે પાસા,
નાના વિધ ભવોભવ સાંકળચંદ,
ખેલે કર્મ તમાસા રાજ શી૦ ૨૫

---

## ૨૨ શ્રી ગજ સુકુમાલની સજઝાય

સોના કેરા કાંગરા રૂપા કેરો ગઢરે,
કૃષ્ણજીની દ્વારિકામાં જોયાની રઢરે;
ચિરંજીવો કુંવર તુમે ગજસુકુમાલ રે,
પુરા પૂન્યે પામીયા રે. ૧

નેમિજિણંદ આવ્યા, વંદન આવ્યા ભાઇ રે;
ગજ સુકુમાલ વીરા સાથે બોલાઇ રે. ચિરંજીવો૦ ૨

વાણી સુણી વૈરાગ્ય ઉપન્યો, મન મોહ્યું એમાં રે;
શ્રી જૈનધર્મ વિના સાર છે શેમાં રે. ચિરંજીવો૦ ૩

ઘેર આવી એમ કહે, રજા દિયો માતા રે;
સંયમ સુખે લઉં જેથી, પામું સુખ શાતા રે. ચિ૦ ૪

મૂર્ચ્છાની મારી કુંવર, સુણી તારી વાણી રે;
કુંવર કુંવર કેતાં નથી, માતા આંખે પાણી રે. ચિ૦ ૫

હૈડાનો હાર વીરા, તજ્યો નવિ જાય રે;
દેવનો દીધેલો તુજ વિના, સુખ નવિ થાય રે. ચિ૦ ૬

સોના સરિખા વાળ તારા, કંચનવરણી કાયા રે;
એવી કાયા એક દિન, થાશે ધુળ ધાણી રે. ચિ૦ ૭

સંજમ ખાંડા ધાર, તેમાં નથો જરા સુખ રે;
બાવીશ પરિસહ, જીતવા દુક્કર રે. ચિ૦ ૮

દુઃખથી ભરેલો દેખું, સંસાર અટારો રે;
કાયાની માયા જાણી, પાણીનો પરપોટો રે. ચિ૦ ૯

જાદવ કૃષ્ણ કહે રાજ્ય વીરા કરો રે;
હજારો હજાર ઉભા સેવક, છત્ર તુમને ધરે રે. ચિ૦ ૧૦

સોનાની થેલી કાઢો, ભંડારો ખોલાવો રે;
ઓઘા પાતરા વીરા લાવો, દીક્ષા દિયો ભાઇ રે. ચિ૦ ૧૧

રાજ્ય પાટ વીરા હવે, સુખે તમે કરો રે;
દીક્ષા આપો મને ને, છત્ર તુમે ધરો રે. ચિ૦ ૧૨

આજ્ઞા આપો ઓચ્છવ કરે, દીક્ષા દિયે આપે રે;
દેવકી કહે વીરા, સંજમ ચિત્તે સ્થાપો રે. ચિ૦ ૧૩

મુજને તજીને વીરા, અવર માતા મત કીજે રે;
કર્મ ખપાવી ઇહ ભવ, વેલી મુક્તિ લીજે રે. ચિ૦ ૧૪

કુંવર અંતેઉર મેલી, સાધુ વેષ લીધો રે;
ગુરૂ આજ્ઞા લેઇને, શ્મશાને કાઉસ્સગ્ગ કીધો રે. ચિ૦ ૧૫

જંગલમાં જમાઈ જોઇને, સોમિલ સસરો કોપ્યો રે;
ખેરના અંગારા લેઇને, મસ્તકે ઠવ્યા રે. ચિ૦ ૧૬

મોક્ષ પાઘ બંધાવી, સસરાને દોષ નવિ દીધો રે;
વેદના અનંત સહી, સમતા રસ પીધો રે. ચિ૦ ૧૭

ધન્ય જન્મ ધર્યો તુમે, ગજ સુકુમાલ રે;
કર્મ ખપાવી તુમે, હઇડે ધરી હામ રે. ચિ૦ ૧૮

વિનય વિજય કહે, એવા મુનિને ધન્ય રે;
કર્મનું બીજ બાળી, જીતી લીધું મન રે. ચિ૦ ૧૯

---

## ૨૩ ભવિષ્યની સજ્ઝાય.

ભવિષ્યમેં લખ્યું હોય તે થાય, ડહાપણ કોઇનું કામ ન આવે. ક્રોડ કરોને ઉપાય ભ૦ ૧ રાજાને મન રઢ જ લાગી. મૃગયા રમવા જાય, સાધુ મુનિ સંતોષ્યા તારે, સર્પ ડસે શું થાય ભ૦૨ મંગલ મુહૂરત શુભ ચોઘડિયું, પ્રથમ ગ્રહ પૂજાય; જાણ જોશી જાણતા છતાં, રંગભેર શીદને રંડાય.ભ૦૩ રામચંદ્રજી જાણતા છતાં, વનમાં શિદને જાય; સતી સીતાને કલંક આવ્યું, ત્યારે રાવણ રણમાં રોળાય ભ૦ ૪ અર્જુન ભીમ નકુળ સહદેવ, રાજાધર્મ કહેવાય, પાંચ પાંડવ જાણતાં છતાં, દ્રૌપદી શિદને લુંટાય. ભ૦૫ ચંદનબાળા ચોટે વેચાણી, રાખ્યાં છે મૂળા ઘેર, હાથે પગે બેડી ડસકલાં એમને, રાખ્યાં છે ગુપ્ત ભંડાર. ભ૦૬ સતી સુભદ્રાને કલંક આવ્યું ત્યારે, સાસુએ દીધી છે આળ; જીહ્વાએ કરી તરણું કહાડયું ત્યારે, મુનિને કપાલે ટીલું થાય ભ૦ ૭ સતી અંજણાને કલંક આવ્યું ત્યારે, સાસુએ દીધી છે આળ; માબાપે પણ પાણી ન પાયું એમને; કહાડયા છે ઉજ્જડ વનવાસ. ભ૦ ૮ હીરવિજય શિષ્ય નમી જે, લબ્ધિવિજય ગુણ ગાય. માણેકવિજય ગુરૂ ઇમ ભાણે, તમે સાંભળી લેજો સાર. ભ૦૯

---

# ૧ શ્રી નવકાર મંત્રનો છંદ

વાંછિત પુરે વિવિધ પરે, શ્રી જિનશાસન સાર;
નિશ્ચે શ્રીનવકાર નિત્ય, જપતાં જય જયકાર ૧

અડસઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નિધાન;
વિતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ઠિ પ્રધાન ૨

એક જ અક્ષર એક ચિત્ત, સમર્યાં સંપત્તિ થાય;
સંચિત સાગર સાતનાં, પાતક દૂર પલાય. ૩

સકળ મંત્ર શિર મુકુટમણિ, સદ્દગુરૂ ભાષિત સાર;
સો ભવિયાં મન શુદ્ધ શું, નિત્ય જપીએ નવકાર. ૪

છંદ–નવકાર થકી શ્રીપાળ નરેસર, પામ્યા રાજ્ય પ્રસિદ્ધ
શ્મશાન વિષે શિવનામ કુંવરને, સોવન પુરિસો સિદ્ધ;
નવલાખ જપંતા નરક નિવારે, પામે ભવનો પાર;
સો ભવિયાં ભકતે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ૫

બાંધી વડશાખા શિંકે બેસી, કીધો કુંડ હુતાશ;
તસ્કરને ચિત્તે મંત્ર સમર્પ્યો, ઊડયો તે આકાશ;
વિધિ રીતે જપતાં અહિ વિષ ટાળે, ઢાળે અમૃતધાર.સો૦ ૬

બીજોરા કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ;
જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો યક્ષ પ્રતિબોધ;
નવલાખ જપંતા થાયે જિનવર, ઇસ્યો છે અધિકાર. સો૦ ૭

પલ્લિપતિ શિખ્યો મુનિવર પાસે, મહામંત્ર મનશુદ્ધ;
પરભવ તે રાજસિંહ પૃથ્વીપતિ, પામ્યો પરિગલ રિદ્ધ,
એ મંત્ર થકી અમરાપુર પહોંચ્યો, ચારૂદત્ત સુવિચાર.સો૦ ૮

સન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાળે;
દીઠો શ્રીપાળ કુમારે, પન્નગ અધબળતો તે ટાળે;
સંભળાવ્યો શ્રીનવકાર સ્વયં સુખ, ઈંદ્ર ભુવન અવતારસો૦ ૯

મન શુદ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ;
ઈણે ધ્યાન થકી ટળ્યો કષ્ટ ઉંબરનો, રક્ત પિત્તનો રોગ;
નિશ્ચે શું જપતાં નવનિધિ થાયે, ધર્મ તણો આધાર સો૦ ૧૦

ઘટ માંહિ કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ધરણી કરવા ઘાત,
પરમેષ્ઠિ પ્રભાવે હાર ફૂલનો, વસુધા માંહિ વિખ્યાત
કમલાવતિએ (કલાવતિએ) પીંગલ કીધો, પાપતણો પરિહાર;
સો૦ ૧૧

ગયણાં ગણ જાતી રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર;
એ મંત્ર અમુલખ મહિમા મંદિર, ભવદુઃખ ભંજનહાર.
સો૦ ૧૨

કંબલ સંબલે કાદવ કાઢ્યા, શકટ પાંચસેં માન;
દીધે નવકાર ગયા દેવલોકે, વિલસે અમર વિમાન;
એ મંત્ર થકી સંપત્તિ વસુધા લહી, વિલસે જૈન વિહાર.
સો૦ ૧૩

આગે ચોવીશી હુઈ અનંતી, હોશે વાર અનંત;
નવકાર તણી કોઈ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત;
પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચ, સમર્યાં સંપત્તિ સાર,
સો૦ ૧૪

પરમેષ્ઠિ સુરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર,
પુંડરિકગિરિ ઉપર પ્રત્યક્ષ પેખો, મણિધરને એક મોર;
સદ્દગુરૂ સન્મુખ વિધિયે સમરતાં, સફળ જનમ સંસાર. સો૦૧૫

શુલીકારોપણુ તસ્કર કીધો, લોહ ખુરો પરસિદ્ધ;
તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ;
શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહર. સો૦ ૧૬
પંચ પરમેષ્ઠિ જ્ઞાન જ પંચહ, પંચ દાન ચારિત્ર;
પંચ સજઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત
પંચ પ્રમાદ વિષય તજો, પંચહ પાલો પંચાચાર. સો૦ ૧૭

કળશ

નિત્ય જપીએ નવકાર સાર, સંપતિ સુખદાયક;
સિદ્ધ મંત્ર એ શાશ્વતો, એમ જંપે શ્રી જગનાયક,
શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે,
શ્રી ઉવજ્ઝાય સુસાધુ, પંચ પરમેષ્ઠિ થુણીજે,
નવકાર સાર સંસાર છે, કુશળલાભ વાચક કહે,
એમ ચિત્તે આરાધતાં, વિવિધ રીતે વાંછિત લહે. ૧૮

## ૨ સરવસ્વતીનો છંદ

મા ભગવતી વિદ્યાની દેનારી રે માતા સરસ્વતિ.
તું વાણી વિલાસની દેનારી, અજ્ઞાન તિમિરની હરનારી
જ્ઞાન વિકસ્વરની કરનારી મા ભ૦ ૧
તું બ્રાહ્મીણી જગમાતા, આદિ ભવાનો તું ત્રાતા;
કાશ્મીર મંડળની સુખદાતા મા ભ૦ ૨
માને મસ્તકે મુકુટ બીરાજે છે દોય કાને કુંડલ, છાજે છે,
હૈયે હાર મોતીનો રાજે છે મા ભ૦ ૪
એક હાથે વીણા સોહે છે, બીજે કર પુસ્તક પડિબોહે છે,
કમલા કર માળા મોહે છે. મા ભ૦ ૪
હંસ આસને બેઠી જગ ફિરે, કવિજનના મુખમાં સંચરે,
મા સજ્જને તું સબુદ્ધિ પ્રકાશ કરે મા ભ૦ ૫

મા સચરાચરમાં તું વસી, તુજ ધ્યાન ધરૂં ચિત્ત ઉલ્લસી,
તો વિદ્યા પામું હસી રે હસી મા ભ૦ ૬
ક્ષુદ્ર ઉપદ્રવની હરનારી, શાસન દેવી મનોહારી,
દયાનંદ વંદે સુખકારી હું જાઉં તોરી બલિહારી મા ભ૦ ૭

## ૩ શ્રી ગૌતમ સ્વામીનો છંદ

માત પૃથ્વી સુત પ્રાત ઉઠી નમો, ગણધર ગોતમ નામ ગેલે.
પ્રહ સમેં પ્રેમ શું જેહ ધ્યાવે સદા, ચડતી કલા હોય વંશવેલે ૧
વસુભૂતિ નંદન વિશ્વજન વંદન, દુરિત નિકંદન નામ જેહનું
અભેદ બુધ્ધે કરી ભવિજન જે ભજે, પૂર્ણ પહોંચે સહી ભાગ્ય તેનું. ૨
સુરમણિ જેહ ચિંતામણી સુરતરૂ, કામિત પૂરણ કામધેનુ,
એહિજ ગોતમ તણું ધ્યાન હૃદયે ધરો, જેહ થકી અધિક નહિ મહાત્મ્ય કેહનું. ૩

જ્ઞાનબલ તેજ ને સકલ સુખ સંપદા, ગોતમ નામથી સિદ્ધિ પામે
અખંડ પ્રચંડ પ્રતાપ હોય અવનિમાં, સુરનર જેહને શીશ નામે ૪
પ્રણવ આદે ધરી માયા બીજે કરી, સ્વમુખે ગોતમ નામ ધ્યાવે
કોડી મન કામના સકલ વેગે ફલે, વિઘન વૈરી સવે દૂર જાવે
દુષ્ટ દૂરે ટલે સ્વજન મેળા મળે, આધિ ઉપાધિને વ્યાધિ નાસે
ભૂતને પ્રેતનાં જોર ભાજે વળી, ગોતમ નામ જપતાં ઉલ્લાસે ૬
તીર્થ અષ્ટાપદે આપ લબ્ધે જઈ, પન્નરસેં ત્રણને દિખ્ખ દીધી.
અઠમ પારણે તાપસ કારણે, ક્ષીર લબ્ધે કરી અખૂટ કીધી ૭
વરસ પચાસ લગેં ગૃહવાસે વસ્યા, વરવળી ત્રીસ કરી વીર સેવા
બાર વરસાં લગેં કેવળ ભોગવ્યું, ભકિત જેહની કરે નિત્ય દેવી ૮
મહિયલ ગોતમ ગોત્ર મહિમાનિધિ, રૂધ્ધિને સિધ્ધિ દાઈ.
ઉદય જસ નામથી અધિક લીલા લહે, સુજશ સાભાગ્ય દોલત સવાઈ ૯

# શ્રી વીશ સ્થાનક તપ વિધિ

સુચના—આ તપમાં દરેક પદનાં વીશ વીશ ઉપવાસ કરી આપવા જોઈએ, તેમજ એકેક પદની એકેક ઓળી વીશ પદે વીશ ઓળી પૂર્ણ થાય. તે એકેક ઓળી ૭ મહિનામાં છેવટ પુરી કરવી જોઇએ, એટલે દશ વર્ષે વીશ ઓળી પૂર્ણ થાય. વીશ ઉપવાસ સુધી એક એક પદનું આરાધન કરવું, એટલે એકેક પદનું વીશ વાર ગયણું કાઉસ્સગ્ગ ખમાસમણુ આદિ કરવાં.

| ક્રમ | વીશ પદનાં નામ | નવકાર વાલી | કેટલા લોગસ્સનો કાઉસ્સગ્ગ | ખમા૦ સમણુ | પ્રદક્ષિણા |
|---|---|---|---|---|---|
| ૧ | નમો અરિહંતાણું | ૨૦ | ૨૪ | ૨૪ | ૨૪ |
| ૨ | નમો સિદ્ધાણું | ૨૦ | ૧૫ | ૧૫ | ૧૫ |
| ૩ | નમો પવયણસ્સ | ૨૦ | ૪૫ | ૪૫ | ૪૫ |
| ૪ | નમો આયરિયાણું | ૨૦ | ૩૬ | ૩૬ | ૩૬ |
| ૫ | નમો થેરાણું | ૨૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૬ | નમો ઉવજ્ઝાયાણું | ૨૦ | ૨૫ | ૨૫ | ૨૫ |
| ૭ | નમો લોએ સવ્વસાહૂણું | ૨૦ | ૨૭ | ૨૭ | ૨૭ |
| ૮ | નમો દંસણસ્સ | ૨૦ | ૫ | ૫ | ૫ |
| ૯ | નમો વિણયસ્સ | ૨૦ | ૬૭ | ૬૭ | ૬૭ |
| ૧૦ | નમો ચરિત્તસ્સ | ૨૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૧૧ | નમો બંભવયધારિણું | ૨૦ | ૭૦ | ૭૦ | ૭૦ |
| ૧૨ | નમો કિરિયાણું | ૨૦ | ૯ | ૯ | ૯ |
| ૧૩ | નમો તવસ્સ | ૨૦ | ૨૫ | ૨૫ | ૨૫ |
| ૧૪ | નમો ગોયમસ્સ | ૨૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૫ | નમો જિણાણું | ૨૦ | ૨૮ | ૨૮ | ૨૮ |
| ૧૬ | નમો સંયમધારિણું | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ |
| ૧૭ | નમો અભિનવ | ૨૦ | ૧૭ | ૧૭ | ૧૭ |
| ૧૮ | નમો નાણસ્સ | ૨૦ | ૫૧ | ૫૧ | ૫૧ |
| ૧૯ | નમો સુયસ્સ | ૨૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૨૦ | નમો તિત્થસ્સ | ૨૦ | ૫ | ૫ | ૫ |

# વીસ સ્થાનકતપમાં ખમાસમણના દૂહા

અરિહંત પદ

પરમ પંચ પરમેષ્ઠિમાં, પરમેશ્વર ભગવાન
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણ ૧

સિદ્ધ પદ

ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાસ;
અષ્ટકર્મ મળક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ ૨

પ્રવચન પદ

ભાવામય ઓષધ સમી, પ્રવચન અમૃત વૃષ્ટિ,
ત્રિભુવન જીવને સુખ કરી, જય જય પ્રવચન દ્રષ્ટિ ૩

આચાર્ય પદ

છત્રીશ છત્રીશી ગુણે, યુગ પ્રધાન મુણીંદ;
જિનમત પરમત જાણતાં; નમો નમો તે સુરીંદ ૪

થિવિર પદ

તજી પર પરિણતી રમણતા, લહે જિનભાવ સ્વરૂપ;
સ્થિર કરતા ભવિ લોકને, જય જય થિવિર અનુપ. ૫

ઉપાધ્યાય પદ

બોધ સૂક્ષ્મ વિણુ જીવને, ન હોય તત્ત્વ પ્રતીત;
ભણે ભણાવે સૂત્રને, જય જય પાઠક ગીત ૬

સાધુ પદ

સ્યાદ્‌વાદ ગુણ પરિણમ્યો, રમતા સમતા સંગ;
સાધે શુદ્ધા નંદતા, નમો સાધુ શુભ રંગ ૭

જ્ઞાન પદ

અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવ ભ્રમ ભીતિ,
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ ૮

દર્શન પદ

લોકાલોકના ભાવ જે, કેવળી ભાષિત જેહ;
સત્ય કરી અવધારતો, નમો નમો દર્શન તેહ. ૯

વિનય પદ

શૌચ ગુણથી મહાગુણી, સર્વ ધર્મનો સાર;
ગુણ અનંતનો કંદ એ, નમો વિનય આધાર ૧૦

### ચારિત્ર પદ

રત્નત્રયી વિણ સાધના, નિષ્ફળ કહી સદીવ,
ભાવ રમણનું નિધાન છે, જય જય સંયમ જીવ

### બ્રહ્મચર્ય પદ

જિન પ્રતિમા જિન મંદિરો, કંચનનાં કરે જેહ
બ્રહ્મવ્રતથી બહુ ફળ લહે, નમો નમો શિયલ સુદેહ

### ક્રિયા પદ

આત્મબોધ વિણ જે ક્રિયા, તે તો બાળક ચાલ,
તત્વારથથી ધારીએ, નમો ક્રિયા સુવિશાળ.

### તપ પદ

કર્મ ખપાવે ચીકણાં, ભાવ મંગલ તપ જાણ,
પચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણ

### ગોયમ પદ

છઠ્ઠ છઠ્ઠ તપ કરે પારણું, ચઉ નાણી ગુણધામ,
એ સમ શુભ પાત્ર કો નહિ, નમો નમો ગોયમ સ્વામ

### જિન પદ

દોષ અઢારે ક્ષય થયા, ઉપન્યા ગુણ જસ અંગ
વેયાવચ્ચ કરીયે સુદા, નમો નમો જિનપદ સંગ

### સંયમ પદ

શુદ્ધાતમ ગુણમે રમે, તજી ઈંદ્રિય આશંસ;
થિર સમાધિ સંતોષમાં, જય જય સંયમ વંશ

### અભિનવ જ્ઞાન

જ્ઞાનવૃક્ષ સેવો ભવિક, ચારિત્ર સમકિત મૂળ,
અજર અમરપદ ફળ લહો, જિનવર પદવી ફુલ

### શ્રુત જ્ઞાન

વક્તા શ્રોતા યોગથી, શ્રુત અનુભવ રસ પીન
ધ્યાતા ધ્યેયની એકતા, જય જય શ્રુત સુખલીન

### તીર્થ જ્ઞાન